Macmillan's Series of Text Books
for Indian Schools.

# .EMENTARY GRAMMER
# OF THE
# GUJARATI LANGUAGE

## PVRT II

JSE IN STANDARD V OF PRIMARY SCHOOLS

BY

RÂO BAHÂDUR KAMALÂSHANKAR
PRÂNSHANKAR TRIVEDI, B.A.,

*Retired Principal P. R. Training College, AHMEDABAD*

AND

*Bombay University Examiner in Gujarati*

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક શાળાના પાંચમા ધોરણ માટે

કર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાનપ્રસ્થ પ્રિન્સિપલ

અને

મુંબઈ યુનિવર્સિટિના ગુજરાતીના પરીક્ષક

MACMILLAN AND CO., LIMITED

BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON

1917

PRICE 0-4-0 કિંમત ૦-૪-૦

Macmillan's Series of Text Books
for Indian Schools

# ELEMENTARY GRAMMAR
## OF THE
# GUJARATI LANGUAGE

## PART II

FOR USE IN STANDARD V OF PRIMARY SCHOOLS

BY

RÂO BAHÂDUR KAMALÂSHANKAR
PRÂNSHANKAR TRIVEDI, B.A.,

*Retired Principal, P. R. Training College, AHMEDABAD*

AND

*Bombay University Examiner in Gujarati*

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ

## ભાગ ૨જો

પ્રાથમિક શાળાના પાંચમા ધોરણ માટે

કર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાનપ્રસ્થ પ્રિન્સિપલ

અને

મુંબઈ યુનિવર્સિટિના ગુજરાતીના પરીક્ષક

MACMILLAN AND CO., LIMITED

BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON

1917

PRICE 0 4 0 કિંમત ૦-૪-૦

# અનુક્રમણિકા



## ભાગ ૨જો

# ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ

## ભાગ ૨જો

### પાઠ ૧લો

### નામ: પ્રકાર

વાક્યમાં જે પદો વપરાય છે તેના કેટલા વર્ગ છે, તે દરેક પદનું શું નામ છે, તે બધાંમાં મુખ્ય પદ કયું છે અને તેને શા માટે મુખ્ય પદ કહે છે, તેમજ તે બધાં પદો એક બીજાં સાથે જોડાયલાં છે, આ બધું તમે શીખી ગયા. આપણે પદચ્છેદ કરીએ, એટલે પદોના ભાગ પાડીએ, તો આપણને માલમ પડશે કે મુખ્ય પદ ક્રિયાપદ છે; કેમકે એના વગર વાક્ય બની શકતુંજ નથી. ક્રિયાપદને કર્તા હોવોજ જોઈએ, પછી તે કહેલો હોય કે સમજી લેવાનો હોય. એ કર્તા નામ, કે નામને ઠેકાણે વપરાતો શબ્દ, અર્થાત્, સર્વનામ હોય છે. વળી અન્ય પદો પણ નામ તરીકે વપરાયાં હોય તો તે કર્તા થઈ શકે છે. નામ અને ક્રિયાપદના અર્થમાં વધારો કરવા જે પદો વપરાય છે તે તેનાં વિશેષણ કહેવાય છે. નામના વિશેષ અર્થ કહેનારને વિશેષણ અને ક્રિયાપદના વિશેષ અર્થ કહેનારને ક્રિયાવિશેષણ કહે છે. વળી કેટલાંક પદો ક્રિયાના અર્થમાં વધારો બતાવે છે, કે શબ્દો કે વાક્યો વચ્ચે સંબંધ બતાવે છે, કે નામની સાથે જોડાયલાં હોય છે, કે હર્ષ, શોક, આદિ લાગણીનો ઉભરો બતાવે છે. રૂપમાં ફેરફાર ન થવાથી આ પદો અવ્યય કહેવાય છે. આ પ્રમાણે, પદચ્છેદ કરવો એટલે પદના વિભાગ કરવા અને તે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કે અવ્યય છે તે કહેવું તે.

વાક્યના ભાગ કરવાથી પણ આપણે પદચ્છેદ કરી શકીએ છીએ. આપણે જોઈ ગયા કે દરેક વાક્યમાં કોઈકને વિષે કંઈક કહેલું હોય

છે. જેને વિષે આપણે કંઈ કહીએ છીએ તે ઉદ્દેશ્ય છે અને તેને વિષે જે કંઈ કહીએ છીએ તે વિધેય છે. ઉદ્દેશ્ય તરીકે નામ કે સર્વનામ આવી શકે છે અને વિધેયના વિભાગ કરતાં ક્રિયાપદ અને ક્રિયાના પૂરક શબ્દો આવે છે. આ પ્રમાણે આપણે નામ, સર્વનામ, અને ક્રિયાપદ વિષે જાણીએ છીએ. ઉદ્દેશ્ય અને વિધેયના અર્થમાં વધારો કરવા જે શબ્દો વાપરીએ છીએ તે ઉદ્દેશ્યવર્ધક અને વિધેયવર્ધક છે. અને તે ઘણે ભાગે નામનાં અને ક્રિયાપદનાં વિશેષણ છે. ક્રિયાપદનાં વિશેષણ ક્રિયાવિશેષણ કહેવાય છે. કેટલાંક ક્રિયાવિશેષણનાં રૂપમાં ફેરફાર થાય છે (ધીમો, ધીમી, ધીમું) અને કેટલાંકનાં રૂપમાં ફેરફાર થતો નથી (જલદી, ઠીક). જે પદોનાં રૂપમાં ફેરફાર થતો નથી તે અવ્યય કહેવાય છે. આ રીતે, વાકય લઈ તેના ભાગ કરવાથી પણ આપણે પદો કયા વર્ગમાં આવે છે તે ઓળખી શકીએ છીએ.

પદોના વર્ગ અને તેને વિષે કેટલીક હકીકત તમે શીખી ગયા. હવે તમને એ દરેક પદ વિષે વધારે હકીકત કહું છું.

તમે શીખી ગયા છો કે કોઈ પણ પ્રાણી, પદાર્થ, ગુણ, કે ક્રિયાને ઓળખવા માટે આપણે જે પદ વાપરીએ છીએ તેને **નામ** કહે છે.

નામના પેટા ભાગ નીચે પ્રમાણે થઈ શકે છેઃ—

(૧) કેટલાંક નામ એકજ વસ્તુનાં હોય છેઃ—

સુરત, સાબરમતી, સાતપુડો, મગન, સૂર્ય, વગેરે.

એકજ વસ્તુનું આવું નામ પાડેલું હોય છે તેને ‘સંજ્ઞા’ કહે છે. ‘સુરત,’ ‘સાબરમતી,’ વગેરે નામો સંજ્ઞા બતાવનારાં નામ છે; માટે **સંજ્ઞાવાચક** નામ કહેવાય છે.

(૨) કેટલાંક નામ આખી જાતિને એટલે વર્ગને અને તે વર્ગના દરેક છૂટા પદાર્થને લાગુ પડે છે. ગુણો પ્રમાણે પદાર્થોના વર્ગ બંધાય છે. જેના એકસરખા ગુણ હોય છે, તે એક વર્ગમાં આવે છે. ‘ગાય ઘણું ગરીબ પ્રાણી છે,’ આમાં ‘ગાય’ શબ્દ આખી ગાય જાતિને માટે વાપર્યો છે. ‘ગાય જાત ઘણું ગરીબ પ્રાણી છે,’ ‘જાનવરની

બીજી જાતો—વરૂ, ઘોડો, હાથી, વગેરે—કરતાં ગાયનો વર્ગ ગરીબ છે,' એવો અર્થ છે. 'જુઓ પેલી **ગાય** ચરે છે,' આમાં 'ગાય' શબ્દ ગાયના વર્ગમાંની એકને માટે વાપર્યો છે. આ પ્રમાણે 'ગાય' શબ્દ આખી ગાય જાતિને માટે તેમજ તે જાતિના કોઈ પણ પ્રાણી માટે વપરાય છે.

માણસ, જાનવર, ખુરસી, આંખ, બાદશાહ, દિવસ, મહીનો, વગેરે આ જાતનાં નામ છે. જાતિનાં એટલે આખા વર્ગનાં નામ હોવાથી એ **જાતિવાચક** નામ કહેવાય છે.

(૩) કેટલાંક નામ આખા સમુદાયનેજ લાગુ પડે છે:–

લશ્કર, કાફલો, વણજાર, વર્ગ, ટોળું, મેદની, ઠઠ, પલટણ, વગેરે.

આ **સમુદાયવાચક** નામ કહેવાય છે. એમાં ને જાતિવાચક નામમાં ફેર એટલો છે કે જાતિવાચક નામ આખા વર્ગના દરેક છૂટા પદાર્થને અથવા દરેક વ્યક્તિને પણ લાગુ પડે છે, તેમ એ નામ લાગુ પડતાં નથી. એ આખા સમુદાયને માટેજ વપરાય છે.

(૪) કેટલાંક નામ પદાર્થને લાગુ પડે છે અને તેમાં જથાનો અર્થ રહેલો છે:—

સોનું, રૂપું, વગેરે ધાતુનાં નામ, ઘઉં, બાજરી, જુવાર, વગેરે અનાજનાં નામ, ગોળ, ઘી, રૂ, લાકડું, એ બધાં આવા પ્રકારનાં નામ છે. એ **દ્રવ્યવાચક** કહેવાય છે. દ્રવ્ય એટલે પદાર્થ.

(૫) કેટલાંક નામ ગુણ, સ્થિતિ, અને ક્રિયાને લાગુ પડે છે. **ગુણ** એટલે અમુક ખાસિયત કે સ્વભાવ.

(અ) આળસ, નમ્રતા, ડહાપણ (ગુણો છે).

(આ) ખાતરી, આનન્દ, દિલગીરી (મનની સ્થિતિ બતાવે છે).

(ઇ) વર્તણૂક, ત્યાગ (ક્રિયા બતાવે છે).

આવાં નામ **ભાવવાચક** નામ કહેવાય છે. ભાવ=સ્થિતિ, ગુણ, કે ક્રિયા.



## પાઠ ૨જો

### જાતિ અને વચન

બકરો, ઘોડો, ગધેડો, ઘેટો, વગેરે—આ બધાં પશુની જાતિમાં (જાતમાં) નરનાં (મરદનાં) નામ છે.

બકરી, ઘોડી, ગધેડી, ઘેટી, વગેરે—આ બધાં પશુની જાતિમાં નારીનાં (બૈરીનાં) નામ છે.

કાગડો, ચકલો, હોલો, પોપટ, મોર, વગેરે—આ બધાં પક્ષીની જાતિમાં નરનાં નામ છે.

કાગડી, ચકલી, હોલી, પોપટી, ઢેલ, વગેરે—આ બધાં પક્ષીની જાતિમાં નારીનાં નામ છે.

જેમ જગત્‌માં પ્રાણીની નર અને નારી એવી બે જાતિ છે, તેમ ભાષામાં ઉપર બતાવ્યા પ્રમાણે નામનાં **નર જાતિ**નાં અને **નારી જાતિ**નાં રૂપો છે.

છોકરૂં, ઘેટું, ઘોડું, ગધેડું—એમાંથી એક જાતિ જાણવામાં ન હોય કે તે વિષે સંદેહ હોય ત્યારે આવાં રૂપો વપરાય છે, તે **નાન્યતર જાતિ**નાં કહેવાય છે. નાન્યતર એટલે બેમાંથી એકે નહિ, નહિ નર કે નહિ નારી (ન=નહિ; અન્યતર=બેમાંથી એક; ન+અન્યતર=નાન્યતર).

આ પ્રમાણે પ્રાણીનાં નામોમાં સાધારણ રીતે નરનાં નામો નર જાતિનાં, નારીનાં નામો નારી જાતિનાં, અને જાતિ જાણવામાં ન હોય એવાં નાન્યતર જાતિનાં છે.

આ છોકરો **કેવો** ચપળ છે!
આ છોકરી **કેવી** ચપળ છે!
આ છોકરૂં **કેવું** ચપળ છે!

આ પ્રમાણે નર જાતિનાં નામને માટે **કેવો**, નારી જાતિનાં નામને માટે **કેવી**, અને નાન્યતર જાતિનાં નામને માટે **કેવું** વાપરીએ છીએ.

જેમ પ્રાણીમાં નર અને નારીનો તફાવત છે, તેમ પદાર્થમાં નથી; ત્યારે પદાર્થનાં નામોની જાતિ શી રીતે નક્કી કરવી?

અંગ્રેજીમાં ઘણો સરળ નિયમ છે કે પદાર્થમાત્રનાં નામની–જેમાં જીવ નથી તેનાં નામની–જાતિ નાન્યતર છે. સંસ્કૃતમાં કે ગુજરાતી, મરાઠી, વગેરે દેશી ભાષામાં એવો સહેલો નિયમ નથી. આથી એ ભાષાઓમાં નામની જાતિ જાણવાનું કામ ઘણું અઘરૂં છે. ગુજરાતી આપણી જન્મભાષા છે, તેથી આપણી ભાષાનાં નામોની જાતિ જાણવી આપણને અઘરી પડતી નથી. કોઈ દક્ષણીને કે બંગાળીને કે બીજી માતૃભાષાવાળા માણસને ગુજરાતી ભાષા શીખવી હોય તો તેને જાતિ શીખવાનું કામ ઘણું અઘરૂં લાગે છે. નામોની જાતિ શબ્દકોષમાંથી શીખવી પડે છે. જેમ ભાષાનું જ્ઞાન વધતું જાય છે, તેમ એ મુશ્કેલી ઓછી થાય છે. આપણી પોતાની જન્મભાષામાં આપણને જાતિ ઓળખવાની હરકત પડતી નથી.

ઉપર બતાવ્યું છે તેમ જે નામને 'કેવો' વિશેષણ લગાડી શકાય તે નર જાતિનાં, 'કેવી' લગાડી શકાય તે નારી જાતિનાં, અને 'કેવું' લગાડી શકાય તે નાન્યતર જાતિનાં છે. આ રીતે પ્રાણીનાં ને પદાર્થનાં, તેમજ ગુણનાં તમામ નામોની જાતિ જાણી શકાય છે.

નર જાતિનાં નામ–છોકરો, ચોપડો, દિવસ, મહીનો, વાર (સોમવાર વગેરે), ગ્રન્થ, ઇત્યાદિ.

નારી જાતિનાં નામ–છોકરી, ચોપડી, પાટલાઘો, જૂ, ખુરસી, બેઠક, છો, છાસ, હરડે, વગેરે.

નાન્યતર જાતિનાં નામ–છોકરૂં, પુસ્તક, માખણ, દહિં, દૂધ, ઊંટ, ઘુવડ, વગેરે.

આ ઉપરથી જણાશે કે પ્રાણીનાં નામોમાં પણ કેટલાંક—ઘુવડ, ઊંટ—નાન્યતર જાતિનાં છે.

કેટલાંક નામનાં નારી જાતિનાં રૂપ શબ્દમાં થોડોક ફેરફાર કરવાથી અને કેટલાંકનાં તદ્દન જુદા શબ્દો વાપરવાથી થાય છે.

(અ) શબ્દમાં ફેરફાર કરવાથી–

(૧) છોકરો–છોકરી; ઘોડો–ઘોડી; બકરો–બકરી; ઘેટો–ઘેટી; ગધેડો–ગધેડી; મામો–મામી; પોપટ–પોપટી; વગેરે.

આમાં શબ્દના છેડાનો 'ઓ' કે 'અ' જતો રહી 'ઈ' ઉમેરાયો છે. આ ઉમેરેલા ભાગને **પ્રત્યય** કહે છે.

(૨) વાઘ–વાઘેણ; ભરવાડ–ભરવાડણ; શેઠ–શેઠાણી; દીએર–દેરાણી; ચાકર–ચાકરડી.

આમાં અણ–એણ, આણી, ડી–એવા પ્રત્યયો ઉમેરાયા છે.

(આ) તદ્દન નવો શબ્દ વાપરવાથી–

મોર–ઢેલ; પાડો–ભેંસ; આખલો–ગાય; મરદ–ઓરત.

આ પ્રમાણે જાતિ વિષે મુખ્ય વાત કહી.

હવે વચન વિષે—

આપણે એક છોકરાને 'છોકરો' અને એકથી વધારેને 'છોકરા' કે 'છોકરાઓ' કહીએ છીએ. એજ પ્રમાણે એક ચોપડીને 'ચોપડી' અને વધારેને 'ચોપડી' કે 'ચોપડીઓ' કહીએ છીએ. 'ઓ' બહુવચનનો પ્રત્યય કહેવાય છે.

ઘેટું–ઘેટાં–ઘેટાંઓ; છાપરૂં–છાપરાં–છાપરાંઓ—

નામને છેડે 'ઉં' હોય તો તેનું બહુવચન 'ઉં'નો 'આં' કરવાથી થાય છે; અને તેમ કર્યાં પછી પણ 'ઓ' પ્રત્યય લગાડવો હોય તો લગાડાય છે.

એક પદાર્થના નામને માટે જે રૂપ વાપરીએ તે **એકવચન** અને એકથી વધારેને માટે વાપરીએ તે **બહુવચન** કહેવાય છે.

એકવચન—ઘોડો; ગાય; પુસ્તક; માણસ.

બહુવચન–ઘોડા–ઘોડાઓ; ગાય–ગાયો; પુસ્તક–પુસ્તકો; માણસ–માણસો; છોકરૂં–છોકરાં–છોકરાંઓ; પરૂં–પરાં–પરાંઓ.

**ગુરુજી** હજી આવ્યા નથી–

માન બતાવવા એકનો **અર્થ** હોય તોપણ બહુવચન વાપરીએ છીએ. 'આવ્યા નથી' એ બહુવચન છે (એકવચન 'આવ્યો નથી'),

તેથી 'ગુરુજી' બહુવચનમાં છે એમ સમજવું. આ **માનાર્થે બહુવચન** કહેવાય છે.

કેટલાંક નામને બહુવચન લાગતુંજ નથી—

ઘી, ગોળ, જુવાર, બાજરી;

મિઠાશ, કડવાશ, ચોકૂખાઈ, બુદ્ધિ, શક્તિ, સ્થિતિ;

ગંગા, આબુ, નારાયણ, વગેરે.

ઉપરના દાખલા પરથી સમજાશે કે દ્રવ્યવાચક, ભાવવાચક, અને સંજ્ઞાવાચક નામને બહુવચન લાગતું નથી. સંજ્ઞાવાચક નામ એકજ પદાર્થનાં નામ છે, માટે તેનું બહુવચન થતું નથી. ભાવવાચક નામ ગુણ અને ક્રિયાનાં નામ છે અને તે એકવચનમાં વપરાય છે. દ્રવ્યવાચક નામમાં બહુવચનનો અર્થ રહેલો છે; માટે તેને બહુવચનનો પ્રત્યય લાગતો નથી; પરંતુ એવાં કેટલાંક નામ બહુવચનમાં વપરાય છે—'આ ઘઉં સારા નથી' ('સારો'નું બહુવચન 'સારા').

---

# પાઠ ૩જો

## વિભક્તિ

છોકરો **ચપ્પુએ** કલમ ઘડે છે—આ વાક્યમાં ચાર પદ છે. 'ઘડે છે' એ ક્રિયાપદ છે અને બાકીનાં પદ નામ છે. ક્રિયાનો કર્તા 'છોકરો' અને કર્મ 'કલમ' છે. 'ચપ્પુએ' એ પદનો વિચાર કરો. એનો સંબંધ કયા પદની સાથે છે? 'ચપ્પુએ' શું? ચપ્પુએ 'ઘડે છે.' 'ચપ્પુએ' પદનો સંબંધ 'ઘડે છે' ક્રિયાપદની સાથે છે. જેમ 'છોકરો' ને 'કલમ'નો સંબંધ 'ઘડે છે' ક્રિયાપદ જોડે છે, તેમ 'ચપ્પુએ'નો સંબંધ પણ 'ઘડે છે'ની સાથેજ છે. કેવી રીતનો સંબંધ છે? ચપ્પુ એ કલમ ઘડવાનું સાધન છે. 'ચપ્પુએ' એમાં 'ચપ્પુ' શબ્દને 'એ' પ્રત્યય લાગ્યો છે. 'એ' પ્રત્યય ન લગાડીએ ને 'છોકરો ચપ્પુ કલમ ઘડે છે,' એમ કહીએ તો અર્થ સમજાય નહિ, એટલે વાક્ય બને નહિ.

'**બાળકને** રમત ગમે છે,' એમાં 'બાળકને'નો સંબંધ 'ગમે છે' ક્રિયાપદની સાથે છે. 'બાળક' શબ્દને 'ને' પ્રત્યય લાગ્યો છે. 'રમત' ગમવાની ક્રિયાનો કર્તા છે અને એનો સંબંધ પણ 'ગમે છે'ની સાથે છે.

'છોકરો **વાઘથી** બીએ છે,' એમાં 'વાઘથી'નો સંબંધ 'બીએ છે' ક્રિયાપદની સાથે છે. 'વાઘ' શબ્દને 'થી' પ્રત્યય લાગેલો છે.

'આ **ગામમાં** ઘણા ભાવિક પુરુષો વસે છે,' એમાં 'ગામમાં'નો સંબંધ 'વસે છે' ક્રિયાપદની સાથે છે. 'ગામ' શબ્દને 'માં' પ્રત્યય લાગ્યો છે. ક્યાં ભાવિક પુરુષો વસે છે? ગામમાં. 'માં' 'પ્રત્યય ઠેકાણું બતાવે છે.'

'તેને **માથે** બોજો છે,' એ વાક્યમાં 'માથે'નો સંબંધ 'છે' ની સાથે છે. 'માથું' એ શબ્દના પર 'એ' પ્રત્યય આવી 'માથે' થયું છે. 'માથે'= માથા ઉપર. 'એ' પ્રત્યય ઠેકાણું બતાવે છે.

ઉપરનાં વાક્યોમાં નામોનો સંબંધ ક્રિયાપદો જોડે છે અને તેમાંના કેટલાંક નામને પ્રત્યયો લાગેલા છે.

'છોકરાએ **પિતાની** આજ્ઞા માની,' આ વાક્યમાં 'પિતાની' શબ્દનો સંબંધ 'આજ્ઞા' શબ્દની સાથે છે, ક્રિયાપદ સાથે નથી. 'પિતાની' માં 'પિતા' શબ્દને 'ની' પ્રત્યય લાગ્યો છે.

ઉપરનાં વાક્યો પરથી તમારા સમજવામાં આવ્યું હશે કે

(૧) વાક્યમાં નામનો સંબંધ ઘણે ભાગે ક્રિયાપદ જોડે હોય છે;

(૨) કોઈ ઠેકાણે નામનો સંબંધ બીજા નામની જોડે પણ હોય છે ('પિતાની આજ્ઞા' એમાં છે તેમ );

(૩) એવો સંબંધ બતાવવા માટે નામને ઘણે સ્થળે પ્રત્યયો લાગે છે;

(૪) એ પ્રત્યયો વગર નામ વાપરીએ તો અર્થ નીકળે નહિ, એટલે વાક્ય બને નહિ.

આ પ્રમાણે નામનો બીજા નામની કે ક્રિયાપદની સાથે સંબંધ બતાવવા માટે જે પ્રત્યયો લગાડાય છે તેને '**વિભક્તિ**' કહે છે.

વિભક્તિ સાત છે. 'છોકરો' એ શબ્દની સાતે વિભક્તિ બંને વચનમાં નીચે પ્રમાણે છે:—

છોકરો

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી. | છોકરો | છોકરા, છોકરાઓ |
| ૨જી. | છોકરો, છોકરાને | છોકરા, છોકરાને; છોકરાઓ, છોકરાઓને |
| ૩જી. | છોકરાએ, છોકરે | છોકરાએ, છોકરાઓએ |
| ૪થી. | છોકરાને | છોકરાને, છોકરાઓને |
| ૫મી. | છોકરાથી | છોકરાથી, છોકરાઓથી |
| ૬ટ્ઠી. | છોકરાનો-ની-નું | છોકરાનો-ની-નું; છોકરાઓનો-ની-નું |
| ૭મી. | છોકરામાં | છોકરામાં, છોકરાઓમાં |

આ છોકરાનો ગ્રન્થ છે; આ છોકરાની ચોપડી છે; આ છોકરાનું પુસ્તક છે.

આ ઉપરથી જણાશે કે વિભક્તિના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

વિભક્તિના પ્રત્યયો

૧લી. પ્રત્યય નથી.

૨જી. ,, ,, કે ને

૩જી. એ

૪થી. ને

૫મી. થી (કોઈ વેળા 'થકી' પણ વપરાય છે).

૬ટ્ઠી. નો-ની-નું (નર જાતિમાં 'નો,' નારી જાતિમાં 'ની', અને નાન્યતર જાતિમાં 'નું').

૭મી. માં, એ (જેમકે, તેને માથે પાઘડી છે).

છટ્ઠી વિભક્તિ સિવાય બીજી બધી વિભક્તિનો સંબંધ ક્રિયાપદ સાથે છે, તે ઉપલાં વાક્યોમાં દર્શાવ્યું છે. ક્રિયાની સાથેના સંબંધને

સંસ્કૃતમાં 'કારક' કહે છે; માટે છટ્ઠી સિવાયની વિભક્તિઓ **કારક-વિભક્તિ** કહેવાય છે.

છટ્ઠી વિભક્તિનો સંબંધ નામની સાથે છે, ક્રિયાપદ સાથે નથી. જંગલનું પ્રાણી=જંગલી કે વગડાઉ પ્રાણી. આ પ્રમાણે છટ્ઠી વિભક્તિ વિશેષણનું કામ કરે છે, માટે **વિશેષણવિભક્તિ** કહેવાય છે.

તે **ઘરમાંથી** બહાર ગયો છે;
તે **રણમાંથી** નાસી આવ્યો છે;
**તેનાથી** એ કામ થવાનું નથી—

આ વાકયો પરથી જણાશે કે કેટલેક ઠેકાણે બે વિભક્તિના પ્રત્યયો ભેગા આવે છે.

## પાઠ ૪થો

### વિભક્તિના મુખ્ય અર્થ

વિભક્તિના પ્રત્યયોમાં 'ને' પ્રત્યય બીજી વિભક્તિનો ને ચોથી વિભક્તિનો છે; તેમજ 'એ' પ્રત્યય ત્રીજીનો ને સાતમીનો છે; અને પહેલીનો ને બીજી વિભક્તિનો કંઈ પ્રત્યય નથી. આમ છે ત્યારે એ વિભક્તિઓ શી રીતે ઓળખવી?

આને માટે વિભક્તિના મુખ્ય અર્થ જાણવાની જરૂર છે. એ જાણતા પહેલાં નીચે લખેલી થોડીક વાત લક્ષમાં લેવાથી ફાયદો થશે.

તમે કર્તા અને કર્મના અર્થ શીખી ગયા છો. કર્તા એ ત્રીજી વિભક્તિનો અર્થ છે ('**છોકરાએ** પાઠ વાંચ્યો,' '**છોકરાએ** કલમ ઘડી') અને કર્મ એ બીજી વિભક્તિનો અર્થ છે ('હું **ચોપડી** વાંચું છું,' 'હું **કાગળ** લખું છું').

| | |
|---|---|
| હું ચોપડી વાંચું છું. | મેં ચોપડી વાંચી. |
| હું ગ્રન્થ વાંચું છું. | મેં ગ્રન્થ વાંચ્યો. |
| હું પુસ્તક વાંચું છું. | મેં પુસ્તક વાંચ્યું. |

ઉપરનાં વાક્યો વિચારો. 'વાંચું છું' કહેવાથી વાંચનારનો એટલે કર્તાનો વિચાર આવી જાય છે કે જે પર વાંચવાની ક્રિયા થાય છે તેનો એટલે કર્મનો? 'વાંચું છું' માં કર્તાનોજ અર્થ સમાયલો છે. **'વાંચી,' 'વાંચ્યો,' 'વાંચ્યું,'** એમાં વાંચનારનો નહિ, પણ વાંચવાના પદાર્થનો, વાંચવાની ક્રિયા જેના પર થાય છે તેનો, એટલે કર્મનો અર્થ સમાયલો છે.

૧. 'હું ચોપડી વાંચું છું,' આ વાક્યમાં 'વાંચું છું'માં કર્તાનો અર્થ આવી જાય છે, કર્મનો આવતો નથી.

૨. 'મેં ચોપડી વાંચી,' આ વાક્યમાં 'વાંચી'માં કર્મનો અર્થ આવી જાય છે, કર્તાનો નહિ.

'હું ચોપડી વાંચું છું'માં 'ચોપડી' બીજી વિભક્તિમાં કર્મના અર્થમાં છે.

'મેં ચોપડી વાંચી'માં 'ચોપડી' પહેલી વિભક્તિમાં છે; કેમકે 'વાંચી' ક્રિયાપદમાં કર્મનો અર્થ આવી જાય છે, માટે એ અર્થની વિભક્તિ એટલે બીજી વિભક્તિ વાપરવાની જરૂર નથી. ક્રિયાપદનું રૂપજ કર્મનો અર્થ કહે છે; માટે કર્મનો અર્થ બતાવવા કર્મની વિભક્તિ—બીજી વિભક્તિ વાપરવી નકામી છે. આવે ઠેકાણે કર્મ પહેલી વિભક્તિમાં આવે છે.

'હું ચોપડી વાંચું છું,' 'મેં ચોપડી વાંચી'—

એ બંનેમાં વાંચનાર હું છું. 'હું' ને 'મેં' કર્તા છે, ત્યારે એક વાક્યમાં કર્તા પહેલીમાં અને બીજા વાક્યમાં ત્રીજીમાં છે તેનું શું કારણ? કર્તાની વિભક્તિ ત્રીજી છે, પહેલી નહિ. 'વાંચું છું' રૂપમાં કર્તાનો અર્થ આવી જાય છે, એ ફરી કહેવાની જરૂર નથી; માટે કર્તાની વિભક્તિ—ત્રીજી વિભક્તિ વપરાતી નથી.

વિભક્તિના મુખ્ય અર્થ નીચે પ્રમાણે છે:—

**પહેલી વિભક્તિ—**

(૧) નામાર્થે—નામનોજ અર્થ કહે છે, વધારે નહિ.

'છોકરો ચોપડી વાંચે છે'—'વાંચે છે' એ પદ કર્તાનો એટલે વાંચનારનો અર્થ કહે છે; માટે કર્તાની વિભક્તિ એટલે ત્રીજી વિભક્તિ વપરાતી નથી. 'છોકરો' પહેલી વિભક્તિમાંજ વપરાય છે. અહીં વિભક્તિનો

પ્રત્યય નથી ને અર્થ પણ નથી. 'છોકરો' એ નામનો જે અર્થ છે, તેજ પહેલી વિભક્તિનો અર્થ છે. અહીં પહેલી વિભક્તિ નામનાજ અર્થમાં છે. 'છોકરો' શબ્દ કર્તા છે; પણ પહેલી વિભક્તિ નામના અર્થમાં છે, કર્તાના નહિ; કેમકે કર્તાનો અર્થ ક્રિયાપદે કહ્યો છે.

(૨) **સંબોધનાર્થે**—સંબોધનના અર્થમાં—

'ઓ **ભાઈ**! તું ક્યાં જાય છે?'—આ વાકયમાં 'ભાઈ' એ પહેલી વિભક્તિમાં 'સંબોધન'ના અર્થમાં છે. કોઈને બોલાવીને કંઈ સંબોધવામાં એટલે કહેવામાં આવે ત્યારે તેને સંબોધન કર્યું કહેવાય છે.

**બીજી વિભક્તિ—**

(૧) કર્માર્થે—કર્મના અર્થમાં—

'હું **કામ** કરૂં છું,' આ વાક્યમાં 'કામ' એ 'કરૂં છું' ક્રિયાપદનું **કર્મ** છે, માટે બીજી વિભક્તિમાં છે. 'કરૂં છું' માં કર્તાનો અર્થ રહેલો છે, કર્મનો નહિ; માટે કર્મનો અર્થ બતાવવાને બીજી વિભક્તિ જરૂરની છે. 'કામ' એ 'કામ' શબ્દની પહેલી વિભક્તિનું અને બીજી વિભક્તિનું રૂપ છે. અહીં બીજી વિભક્તિ લેવી; કેમકે કર્મનો અર્થ કહેવાને તે આવશ્યક છે.

'મેં કામ કર્યું' આ વાકયમાં કર્મનો અર્થ 'કર્યું' ક્રિયાપદના અર્થમાં સમાઈ જાય છે. ક્રિયાપદનું રૂપજ કર્મનો અર્થ કહે છે; માટે તે અર્થ બતાવવા બીજી વિભક્તિ વાપરવાની જરૂર નથી. આ કારણથી 'કામ' એ 'કર્યું' ક્રિયાપદનું **કર્મ** છે, તોપણ તેને **કર્મની વિભક્તિ** એટલે બીજી વિભક્તિ લાગતી નથી; કારણ કે તે આવશ્યક નથી. કર્મનો અર્થ ક્રિયાપદમાં સમાયલો હોવાથી કર્મને કર્મની વિભક્તિમાં કહેવું તે પુનરુક્તિ થાય, માટે 'કામ'ની વિભક્તિ પહેલી છે. 'કામ' એ પહેલી વિભક્તિમાં નામાર્થે છે.

આ પ્રમાણે ક્રિયાપદમાં કર્મનો અર્થ આવી ગયો હોય ત્યારે કર્મ બતાવનાર શબ્દ પહેલી વિભક્તિમાં આવે છે.

સંસ્કૃતમાં તો બધે ઠેકાણે એમ થાય છે; પરંતુ ગુજરાતીમાં ક્રિયાપદમાં કર્મનો અર્થ આવી ગયો હોય છે, તોપણ કર્મ કેટલેક ઠેકાણે બીજી

વિભક્તિમાં—'ને' પ્રત્યયવાળા રૂપમાં આવે છે. 'ને' પ્રત્યય બીજી વિભક્તિનો છે, પહેલીનો નહિ; માટે જ્યાં કર્મ 'ને' પ્રત્યયથી દર્શાવાયું હોય ત્યાં તે અનાવશ્યક હોય છતાં તેની વિભક્તિ બીજી લેવી. આનાં ઉદાહરણો નીચે મુજબ છે:—

રામે **રાવણને** હરાવ્યો.
તેણે તે **છોકરાને** બોલાવ્યો.
મેં મારા **શિષ્યને** ગામ મોકલ્યો.

(૨) જવું, પહોંચવું, એવા અર્થના ક્રિયાપદ સાથે ઠેકાણું બતાવનાર નામ બીજી વિભક્તિમાં આવે છે.

હું **ગામ** જાઉં છું.
તે **ગામ** પહોંચ્યો તે પહેલાં સાંજ પડી.
આવાં નામો સાતમી વિભક્તિમાં પણ વપરાય છે:—
હું **ગામમાં** જાઉં છું.
અમે **આશ્રમે** જઈ પહોંચ્યા.
તમે તમારે **ઠેકાણે** જાઓ.

(૩) જે સ્થળ કે કાળ બતાવનારા શબ્દોની પછી 'સુધી' કે 'લગણ' મૂકી શકાય, એવા મર્યાદા (હદ) બતાવનારા શબ્દો બીજી વિભક્તિમાં છે—

હું ચાર **ગાઉ** ચાલ્યો (ગાઉ સુધી).
તે આખી **રાત** જાગ્યો (રાત લગણ કે સુધી).
પણ
ગામ ચાર **કોસ** દૂર છે (પહેલી).

**ત્રીજી વિભક્તિ**—

(૧) કર્ત્રર્થે—કર્તાના અર્થમાં—
**છોકરાએ** દાખલો ગણ્યો.

(૨) કરણાર્થે—કરણના (સાધનના) અર્થમાં—
હું **ચપ્પુએ** કલમ ઘડું છું.

**છોકરાએ ચપ્પુએ** કલમ ઘડી ('છોકરાએ'–કર્તા, 'ચપ્પુએ' કરણ).

(૩) હેતુના **અર્થમાં**; હેતુ=કારણ—

તે **તાવે** તરફડે છે. **તાવ** તેના તરફડવાનું કારણ છે.

**ચોથી વિભક્તિ**—

(૧) 'આપવું' એ અર્થના ક્રિયાપદ સાથે જેને આપવું હોય તેનું નામ ચોથી વિભક્તિમાં આવે છે. એ **સંપ્રદાન** કહેવાય છે અને એ ચોથી વિભક્તિનો મુખ્ય અર્થ છે.

રાજા **બ્રાહ્મણને** દક્ષિણા આપે છે–બક્ષે છે–મોકલે છે.

(૨) 'માટે,' 'સારૂ' એવા **અર્થમાં**—

તે **રમવાને** જાય છે.

(૩) છટ્ઠીના **અર્થમાં**—

**શહેરને** ફરતો કોટ છે (શહેરની આસપાસ; શહેરનો).

**રાજાને** બે કુંવર હતા (રાજાના).

**છોકરાંને** નવું નવું જાણવાની ઇચ્છા હોય છે (છોકરાંની).

(૪) રુચવું, ગમવું, ફાવવું, માફક આવવું, એવાં ક્રિયાપદોની સાથે ચોથી વિભક્તિ વપરાય છે—

**નારાયણને** આ ગામની હવા રુચતી નથી–માફક નથી.

**ગુરુને** આ વાત ગમતી નથી.

(૫) ત્રીજીના **અર્થમાં**—

તે **માણસને** આજે ગામ જવું છે. (કર્તાનો **અર્થ** છે. માણસ ગામ જનાર છે).

**પાંચમી વિભક્તિ**—

(૧) છૂટા પડવાના **અર્થમાં** વપરાય છે. એને **અપાદાન** કહે છે. એ પાંચમીનો મુખ્ય અર્થ છે.

તે **ગામથી** નીકળે છે.

**દિવાલથી** થાંભલો જુદો પડી ગયો છે.

(૨) ત્રીજી વિભક્તિના **અર્થમાં**—

કર્તા { **મગનથી** એ કામ થશે નહિ.
**કર્ણથી** અર્જુન જીતી શકાયો નહિ.

કરણ { છોકરો **ચપ્પુથી** કલમ ઘડે છે.
તેણે **તરવારથી** શત્રુનું માથું કાપી નાખ્યું.

હેતુ—**તાવથી** તે બહુ હેરાન થાય છે. હેતુ=કારણ.

**છઠ્ઠી વિભક્તિ—**

(૧) સંબંધ બતાવે છે. નામની સાથે સંબંધ બતાવે છે, ક્રિયાપદની સાથે નહિ.

આ **રાજાનો** કુંવર (પિતા ને પુત્રનો સંબંધ).

**ઝાડની** ડાળી નમી ગઈ છે (આખી વસ્તુ અને તેના ભાગની વચ્ચેનો સંબંધ).

પેલું **વડનું** ઝાડ છે (વડ એજ ઝાડ છે; બંને એકજ વસ્તુ છે. એકતાનો સંબંધ).

(૨) નામ કે સર્વનામની સાથે જે અવ્યયો વપરાય છે તેના સંબંધમાં વપરાય છે:—

આ **ગામની** આગળ-પાછળ-પાસે-નજીક તળાવો છે.
તે **શિષ્યને** માટે-સારૂ-કાજે-વાસ્તે ગુરુએ બહુ શ્રમ લીધો છે.
**કારણોને** લીધે કાર્ય થાય છે.

**સાતમી વિભક્તિ—**

(૧) ઠેકાણું બતાવે છે. એને **અધિકરણ** કહે છે. અધિકરણ=સ્થળ.
આ **શહેરમાં** ઘણાં રમણીય સ્થળ છે.
તેને **માથે** સેંથી નથી.
તે **કલકત્તે** જાય છે.

ત્રીજી વિભક્તિ કરણ ને સાતમી અધિકરણ બતાવે છે; માટે કરણનો અર્થ હોય ત્યાં ત્રીજી અને અધિકરણનો અર્થ હોય ત્યાં સાતમી વિભક્તિ લેવી.

તે **ઝાડે** ચઢ્યો (સાતમી).

તે **ડાળીએ** ઝાડે ચઢ્યો (ત્રીજી).

સાતમી વિભક્તિના નામની સાથે છટ્ઠી વિભક્તિના 'ના' પ્રત્યયનો 'ને' થાય છેઃ—**ઘરને** છાપરે; **ઝાડને** મથાળે; **ગામને** પાદરે.

## પ્રશ્નો

૧. નીચેનાં વાક્યોમાં ક્યા પ્રકારનાં નામો છે તે અને તેની જાતિ, વચન, તથા વિભક્તિ કહોઃ—

વૈષ્ણવો વિષ્ણુના દસ અવતાર માને છે.

રાક્ષસથી ભરેલા આ વનમાં સીતાને એકલાં મૂકીને જવું લક્ષ્મણને ઠીક ન લાગ્યું.

કેળવણી, સોબત, વાચન, વગેરે અનેક કારણોને લીધે આપણા અભિપ્રાયો બંધાય છે.

૨. બીજી ને ચોથી વિભક્તિમાં શો ભેદ છે?

૩. રાજા **ગાદીએ** બેઠા—'ગાદીએ' એ કઈ વિભક્તિ છે? 'એ' પ્રત્યય કઈ કઈ વિભક્તિનો છે? ક્યા ક્યા અર્થમાં આવે છે?

૪. કારકવિભક્તિ એટલે શું?

૫. કઈ વિભક્તિ કારકવિભક્તિ નથી? શા માટે?

## પાઠ ૫મો

### સર્વનામઃ પ્રકારાદિ

નામને ઠેકાણે જે શબ્દો વપરાય છે તે સર્વનામ કહેવાય છે. તેના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

(૧) કેટલાંક સર્વનામ પુરુષનો અર્થ કહે છેઃ—

**હું** (પહેલો પુરુષ); **તું** (બીજો પુરુષ); **તે** (ત્રીજો પુરુષ).

એ ત્રણ પુરુષ બતાવે છે; માટે **પુરુષવાચક** કહેવાય છે.

એ ત્રણે સર્વનામ ત્રણે જાતિમાં સરખાં છે, કેટલાક લેખકો નારી જાતિમાં 'તેણી' રૂપ વાપરે છે; પરંતુ તે શિષ્ટ ગુજરાતી ગણાતું નથી.

| | હું | | તું | |
|---|---|---|---|---|
| | એક૦ | બહુ૦ | એક૦ | બહુ૦ |
| ૧લી. | હું | અમે, અમો | તું | તમે, તમો |
| ૨જી. | *મને | અમને, અમોને | *તને | તમને, તમોને |
| ૩જી. | મેં-મારે | અમારે | તેં-તારે | તમારે |
| ૪થી. | *મને-મારે | અમને-અમારે | *તને-તારે | તમને-તમારે |
| ૫મી. | *મારાથી | અમારાથી | *તારાથી | તમારાથી |
| ૬ઠ્ઠી. | મારો-રી-રૂં | અમારો-રી-રૂં | તારો-રી-રૂં | તમારો-રી-રૂં |
| ૭મી. | *મારામાં | અમારામાં | *તારામાં | તમારામાં |

સર્વનામને સંબોધન હતું નથી. સંબોધન એટલે **નામ** દઈ બોલાવીને કંઈક કહેવું તે; આથી નામજ સંબોધનના અર્થમાં વપરાય છે, સર્વનામ નહિ.

**મારે** પુસ્તક લખવું જોઈએ. (ત્રીજી, કર્તાના અર્થમાં).

**મારે** એ માણસની જરૂર નથી (ચોથી, છઠ્ઠીના અર્થમાં-મારી જરૂર).

**મારે માટે** પુસ્તક લાવજો (ચોથી; અથવા 'મારે'-છઠ્ઠી, 'માટે'-અવ્યય).

**મારે** ઘેર આવજો (છઠ્ઠી).

બોલનાર પોતાને અને જેની સાથે વાત કરે છે તેને માટે ભેગો એક શબ્દ 'આપણે' વાપરે છે. **આપણે**=હું અને તમે. **અમે**=હું અને તે.

| | તે (એકવચન) | તે (બહુવચન) |
|---|---|---|
| ૧લી. | તે | તેઓ |
| ૨જી. | તે, તેને | તેમને, તેઓને |
| ૩જી. | તેણે | તેમણે, તેઓએ |
| ૪થી. | તેને | તેમને, તેઓને |

---

* 'હુંને,' 'હુંથી,' 'હુંમાં,' 'તુંને,' 'તુંથી,' 'તુંમાં,' એવાં રૂપો ક્વચિત્ વપરાય છે.

| | | |
|---|---|---|
| ૫મી. | તેથી, તેનાથી | તેઓથી, તેઓનાથી, તેમનાથી |
| ૬ઠ્ઠી. | તેનો-ની-નું | તેમનો-ની-નું, તેઓનો-ની-નું |
| ૭મી. | તેમાં, તેનામાં | તેઓમાં, તેઓનામાં, તેમનામાં |

આપણે (બહુવચન)

| | |
|---|---|
| ૧લી. | આપણે |
| ૨જી. | આપણને |
| ૩જી. | આપણે |
| ૪થી. | આપણને |
| ૫મી. | આપણાથી |
| ૬ઠ્ઠી. | આપણો-ણી-ણું |
| ૭મી. | આપણામાં |

(૨) **તે, પેલો-લી-લું**-આ સર્વનામ દૂરના પદાર્થો દર્શાવવામાં વપરાય છે અને **આ, એ**—આ સર્વનામ પાસેના પદાર્થો દર્શાવવામાં વપરાય છે, માટે **દર્શક** સર્વનામ કહેવાય છે. 'આ,' 'એ,' ને 'તે' બધી જાતિમાં સરખાં છે.

(૩) કેટલાંક સર્વનામની પછી અમુક બીજો શબ્દ વાપરવોજ પડે છે. 'જે' સર્વનામ વાપર્યું એટલે હમેશ તેની પછી 'તે'ની અપેક્ષા રહે છે માટે **'જે' સાપેક્ષ** સર્વનામ કહેવાય છે. 'જે,' 'જેવું,' 'જેટલું,' 'જેવડું' એ એવાં સર્વનામ છે.

**જે** પુસ્તક તમે કાલે લઈ ગયા, **તે** હજી મને પાછું આપ્યું નથી.

'જે' અને 'તે' એ બંનેને એક બીજા સાથે સંબંધ છે. 'જે' વાપર્યું એટલે 'તે' વાપરવુંજ જોઈએ; પરંતુ 'તે' વાપરીએ તો તેની પહેલાં 'જે' વાપર્યા વિના નજ ચાલે એમ નથી. જેમકે,

**તેનું** મારે કામ નથી.

'જે' ને 'તે' એ બંને એક બીજાના સંબંધમાં **સંબંધી** સર્વનામ કહેવાય છે.

(૪) કેટલાંક સર્વનામ પ્રશ્ન પૂછવામાં વપરાય છેઃ—

'કોણ,' 'કયો,' અને 'શું,' 'કેટલું,' 'કેવડું,' 'કેવું,' એ **પ્રશ્નાર્થક** સર્વનામ છે.

**શો** પદાર્થ? **શી** ચીજ? **શું** નુકસાન?

**કયો** માણસ? **કઈ** ચીજ? **કયું** પુસ્તક?

'કોણ'નાં રૂપ ત્રણે જાતિમાં અને બંને વચનમાં સરખાં છે.

કોણ

| | |
|---|---|
| ૧લી વિ૰ કોણ | ૫મી વિ૰ *કોનાથી |
| ૨જી વિ૰ *કોને | ૬ઠ્ઠી વિ૰ કોનો–ની–નું |
| ૩જી વિ૰ કોણે | ૭મી વિ૰ *કોનામાં |
| ૪થી વિ૰ કોને | |

શા પદાર્થો? શાં વસ્ત્રો—

'શો'નું બહુવચન 'શા' અને 'શું'નું 'શાં' થાય છે.

એમ **શેણે** કરે છે? ('શું'ની ત્રીજી, હેતુવાચક; શેણે=શા માટે, શા કારણથી).

(૫) કેટલાંક સર્વનામ નક્કીપણું બતાવતાં નથી પણ અચોક્કસ પદાર્થ બતાવે છે. જેમકે,

**કોઈ** પુરુષ–સ્ત્રી–છોકરૂં, **કંઈ** ચીજ;

કોઈ, હર કોઈ, કંઈ, દરેક, હરેક, સઘળો–ળી–ળું; બીજો–જી–જું; કેટલોક–કેટલીક–કેટલુંક, વગેરે—

આ **અનિશ્ચિત** સર્વનામ કહેવાય છે. એ કશું નક્કી બતાવતાં નથી, માટે અનિશ્ચિત કહેવાય છે.

(૬) કેટલાંક સર્વનામ જાતને માટે વપરાય છેઃ—

'પોતે,' 'જાતે,' 'પંડે,' એ પોતાને માટે વપરાય છે, 'પોતે' એવો અર્થ બતાવે છે, માટે **સ્વવાચક** કહેવાય છે. 'સ્વ'=પોતે.

---

* ક્વચિત્ 'કોણને', 'કોણથી,' ને 'કોણમાં' વપરાય છે.

સર્વનામ વિશેષણ તરીકે પણ વપરાય છેઃ—

**જે** માણસ; **પેલી** ચોપડી; **તે** પુરુષ; **કંઈ** ચીજ, વગેરે.

કેટલાંક સર્વનામો પરથી વિશેષણ અને અવ્યય બને છેઃ—

| | વિશેષણ | અવ્યય |
|---|---|---|
| 'જે' પરથી— | જેવડું, જેવું, જેટલું | જેમ (જેવી રીતે), જ્યારે (જે વખતે), જ્યાં (જે ઠેકાણે) |
| 'તે' પરથી— | તેવડું, તેવું, તેટલું | તેમ, ત્યારે, ત્યાં |
| 'કોણ' પરથી— | કેવડું, કેવું, કેટલું | કેમ, ક્યારે, ક્યાં |
| 'એ' પરથી— | એવડું, એવું, એટલું | એમ, અહીં |

## પાઠ ૬ઠ્ઠો

## વિશેષણઃ પ્રકારાદિ

વિશેષણ ઘણુંખરૂં નામની પહેલાં આવે છે, પણ કેટલીક વખત નામની પછી અને ક્રિયાપદની પહેલાં આવે છેઃ—

| | |
|---|---|
| ૧. આ **સુંદર** ચોપડી મને આપો. | ૧. આ ચોપડી **સુંદર** છે. |
| ૨. તે **ભલી** સ્ત્રી બહુ દુઃખમાં હતી. | ૨. તે સ્ત્રી **ભલી** છે. |

'આ ચોપડી **સુંદર** છે,' 'તે સ્ત્રી **ભલી** છે,' એમાં 'સુંદર' ને 'ભલી' એ વિશેષણ ક્રિયાનાં પૂરક છે; એના વિના ક્રિયાનો અર્થ અધુરો રહે છે. એવાં વિશેષણો **વિધિપૂરક** કહેવાય છે. વિધિ=ક્રિયા.

આ **સુંદર** મકાન છે.

તેની કીર્તિ ત્રણ લોકમાં પ્રસરી છે.

ઉપરનાં વાક્યો પરથી જણાશે કે કેટલાંક વિશેષણ ગુણ બતાવે છે ને કેટલાંક સંખ્યા. ગુણ બતાવે છે તે **ગુણવાચક** અને સંખ્યા

બતાવે છે તે **સંખ્યાવાચક** કહેવાય છે. 'સુંદર' એ ગુણવાચક અને 'ત્રણ' એ સંખ્યાવાચક વિશેષણ છે.

| | |
|---|---|
| તે કેવો **સાધુ** પુરુષ છે! | (નામનું વિશેષણ). |
| આ **ઘણું** રમણીય શહેર છે. | (વિશેષણનું વિશેષણ). |
| છોકરો **ધીમો** દોડે છે. | (ક્રિયાવિશેષણ). |
| છોકરો **ઘણો** ધીમો દોડે છે. | (ક્રિયાવિશેષણનું વિશેષણ). |

ઉપલાં વાક્યો પરથી સમજાશે કે વિશેષણ નામનું, અન્ય વિશેષણનું, કે ક્રિયાનું વિશેષણ થઈ શકે છે. ક્રિયાનું વિશેષણ થાય છે, ત્યારે તે ક્રિયાવિશેષણ કહેવાય છે. એ ક્રિયાવિશેષણને પણ વિશેષણ લાગે છે.

**વિશેષણ ને વિશેષ્ય**—'આ ભવ્ય મહેલ છે', એમાં 'ભવ્ય' વિશેષણ અને 'મહેલ' વિશેષ્ય છે. વિશેષણ જેના ગુણ બતાવે છે તે **વિશેષ્ય** કહેવાય છે.

**ડાહ્યો** છોકરો સહુને ગમે છે.
**ડાહ્યા** છોકરાને સહુ ચાહે છે.
**સાચાં** માણસ ઈશ્વરને **વહાલાં** છે.
તે **શાણી** સ્ત્રી બહુ **ઠાવકી** હતી.
આપણે **ખરાબ** વસ્તુથી દૂર રહેવું.
આ બાળક કેવું **સુકુમાર** છે!

ઉપરનાં વાક્યોમાં વિશેષણનાં રૂપો જોવાથી માલમ પડશે કે કેટલાંક વિશેષણમાં જાતિ ને વચનનો ફેરફાર થાય છે ને કેટલાંકમાં થતો નથી; **સારો** છોકરો; **સારી** છોકરી; **સારૂં** છોકરૂં; **સારા** છોકરા; **સારાં** છોકરાં; **સુકુમાર–સુન્દર–કોમળ** છોકરો–રી–રૂં–રા–રાં.

જે વિશેષણનાં રૂપમાં ફેરફાર થાય છે તે **વિકારી** અને જેનાં રૂપમાં ફેરફાર થતો નથી તે **અવિકારી** વિશેષણ કહેવાય છે. 'વિકાર' એટલે ફેરફાર; 'વિકારી' એટલે ફેરફારવાળું.

વિકારી વિશેષણ—સારૂં, નઠારૂં, વહાલું, મીઠું, ચોકખું, વગેરે.

અવિકારી વિશેષણ—કઠણ, નક્કર, ખરાબ, સુંદર, વગેરે.

સારા છોકરાને-સારા છોકરાઓને; સારી છોકરીને-સારી છોકરીઓને; સારા છોકરાને-સારાં છોકરાંને—

વિશેષણને વિભક્તિના પ્રત્યયો લાગતા નથી; પરંતુ વિશેષ્યને લાગે છે ત્યારે વિશેષણના રૂપમાં ઉપર પ્રમાણે ફેરફાર થાય છે. નર જાતિમાં વિશેષણના છેડાના 'ઓ' નો 'આ' થાય છે અને નાન્યતર જાતિમાં 'ઉ'નો એકવચનમાં 'આ' ને બહુવચનમાં 'આં' થાય છે.

ઊંચે શિખરે, નાને માથે, ભીને શરીરે—

વિશેષ્યને 'એ' પ્રત્યય લાગે છે ત્યારે વિશેષણને પણ લાગે છે.

## પ્રશ્નો

૧. સાપેક્ષ અને સંબંધી સર્વનામ વચ્ચે શો ફેર છે?

૨. વિધિપૂરક વિશેષણનો દાખલો આપો અને એમાં અને ક્રિયાવિશેષણમાં શો ફેર છે તે સમજાવો.

૩. વિશેષણ કઈ કઈ જાતનાં પદનાં વિશેષણ થઈ શકે છે? દાખલા આપો.

૪. વિશેષ્ય એટલે શું? વિશેષણને જાતિ, વચન, અને વિભક્તિ લાગે છે?

૫. સર્વનામ વિશેષણ તરીકે વપરાયાં હોય એવાં વાક્ય બનાવો.

૬. સર્વનામ પરથી અવ્યયો અને વિશેષણ બનેલાં હોય એવા દાખલા આપો.

---

## પાઠ ૭મો

## ક્રિયાપદ: કાળ અને અર્થ

ક્રિયાપદ ક્રિયા બતાવનારું પદ છે, એ વગર વાક્ય બનતું નથી. એના અકર્મક અને સકર્મક એવા બે પ્રકાર છે; કેટલાંક ક્રિયાપદ અપૂર્ણ ક્રિયા બતાવે છે, અને કેટલાંકને બે કર્મ હોય છે, એ બધું તમે શીખી ગયા છો. હવે ક્રિયાપદ વિષે થોડીક વધારે હકીકત કહું છું.

ક્રિયાપદનાં રૂપોમાં જાતિ, વચન, અને પુરુષ પ્રમાણે ફેરફાર થાય છે.

જાતિ—કરતો હતો; કરતી હતી; કરતું હતું.

વચન—કરતો હતો; કરતા હતા.

પુરુષ—હું કરૂં છું; તું કરે છે; તે કરે છે.

બેસ, બેસે છે, બેસતો હતો, બેસશે, બેસવાનો છે;

જા, જાય છે, ગયો, જશે, જવાનો છે;

કર, કરે છે, કર્યું, કરશે, કરવાનો છે;—

આ બધાં રૂપોમાં નાનાંમાં નાનાં રૂપો 'બેસ,' 'જા,' અને 'કર' છે, એથી નાનાં રૂપો થઈ શકતાં નથી. એને ક્રિયાપદના **મૂળ કે ધાતુ** કહે છે. હુકમ કરતી વખત બીજા પુરુષના એકવચનમાં જે રૂપ વપરાય છે તે ક્રિયાપદનું નાનાંમાં નાનું રૂપ છે ને તે ધાતુ કહેવાય છે.

(૧) ચાલે છે, ચાલ્યો હતો, ચાલ્યો, ચાલતો, ચાલેલો, ચાલશે—

(૨) ચાલતો, ચાલ્યો–ચાલેલો, ચાલનાર–ચાલવાનો—

(૧) માં ક્રિયાપદનાં ને (૨) માં કૃદન્તનાં રૂપો છે. 'ચાલ્યો,' 'ચાલતો,' અને 'ચાલેલો,' એ ક્રિયાપદનાં તેમજ કૃદન્તનાં રૂપો છે. ક્રિયાપદનાં રૂપોને વાક્યમાં વાપરો. તમે નીચે લખેલાં જેવાં વાક્યો બનાવી શકશો:—

(૧) તે દરરોજ ૨ માઇલ **ચાલે છે.**

(૨) તે કાલે ૨ માઇલ **ચાલ્યો હતો.**

(૩) તે આજે ૩ માઇલ **ચાલ્યો.**

(૪) તે અત્યારસુધી રોજ સાંજે દોઢ માઇલ **ચાલતો–ચાલેલો** (કે **ચાલતો હતો—ચાલેલો હતો**), પણ હવેથી બે માઇલ **ચાલશે** (**ચાલવાનો છે** કે **ચાલનાર છે**).

ઉપરનાં વાકયમાં મોટા અક્ષરમાં છાપેલાં રૂપો સરખાવો.

'ચાલે છે,' એમાં બે ક્રિયાપદ છે, 'ચાલે' અને 'છે.' 'ચાલે' નો ધાતુ 'ચાલ' ને 'છે' નો 'છ' છે.

'ચાલ્યો હતો,' એમાં 'હતો' નો 'હો' ધાતુ છે.

'ચાલે છે;' 'ચાલ્યો હતો,' 'ચાલ્યો,' 'ચાલતો,' 'ચાલેલો,' 'ચાલતો હતો,' 'ચાલેલો હતો;' 'ચાલશે,' 'ચાલનાર છે,' 'ચાલવાનો છે'–આ રૂપોમાં કાળના (વખતના) સંબંધમાં શો ફેર છે તે વિચારો.

'ચાલે છે,' એ ચાલુ ક્રિયા એટલે હાલમાં થતું કામ બતાવે છે. એ ક્રિયાનો કાળ ચાલતો (ચાલુ) છે. એને **વર્તમાન કાળ** કહે છે. 'વર્તમાન' એટલે ચાલુ, હાલનો.

'ચાલતો,' 'ચાલ્યો,' 'ચાલેલો,' 'ચાલ્યો હતો,' 'ચાલેલો હતો,' 'ચાલતો હતો,' એ રૂપો થઈ ગયલી ક્રિયા બતાવે છે. એ ક્રિયા ગયલા વખતમાં થયલી છે. એવા ક્રિયાના કાળને **ભૂત કાળ** કહે છે. 'ભૂત'= થઇ ગયલો, ગયલો.

'ચાલશે,' 'ચાલવાનો છે,' 'ચાલનાર છે'–એ રૂપો હવે પછી થવાની ક્રિયા બતાવે છે. એવી ક્રિયાના કાળને **ભવિષ્ય કાળ** કહે છે. 'ભવિષ્ય' એટલે થવાની. છેલ્લાં બે રૂપોમાં ઇચ્છાનો અર્થ છે.

આ પ્રમાણે ક્રિયા ચાલતા વખતમાં થાય છે, ગયા વખતમાં થઈ ગયલી હોય છે, કે હવે પછીના વખતમાં થવાની હોય છે. ચાલતા વખતમાં થતી ક્રિયા બતાવનાર ક્રિયાપદ **વર્તમાન કાળ**માં, ગયા વખત-માં થયલી ક્રિયા બતાવનાર ક્રિયાપદ **ભૂત કાળ**માં, અને હવે પછીના વખતમાં થનારી ક્રિયા બતાવનાર ક્રિયાપદ **ભવિષ્ય કાળ**માં કહેવાય છે. આ ત્રણ કાળ મુખ્ય છે.

જેમ ક્રિયાપદમાં ત્રણ કાળ છે, તેમ કૃદન્તમાં પણ છે.

'ચાલતો' એ કૃદન્ત વર્તમાન કાળ બતાવે છે, માટે **વર્તમાન કૃદન્ત** કહેવાય છે.

'ચાલ્યો' કે 'ચાલેલો' એ કૃદન્ત ભૂત કાળ બતાવે છે, માટે **ભૂત કૃદન્ત** કહેવાય છે. 'ચાલ્યો' કરતાં 'ચાલેલો એ ઘણી વાર પાછલો ભૂત કાળ બતાવે છે.

'ચાલવાનો' કે 'ચાલનાર' એ કૃદન્ત ભવિષ્ય કાળ બતાવે છે, માટે **ભવિષ્ય કૃદન્ત** કહેવાય છે.

'ચાલતો,' 'ચાલ્યો,' 'ચાલેલો,' 'ચાલવાનો'–એ કૃદન્તના રૂપો જાતિ ને વચન પ્રમાણે બદલાય છે.

ચાલતો-તી-તું; ચાલતા (છોકરા), ચાલતાં (છોકરાં).

ચાલ્યો-લી-લ્યું, ચાલેલો-લી-લું; ચાલ્યા-લ્યાં; ચાલેલા-લાં.

ચાલવાનો-ની-નું; ચાલવાના-નાં.

ચાલનાર—આ રૂપ ત્રણે જાતિ ને બંને વચનમાં વપરાય છે; તેમજ જાતિ ને વચન પ્રમાણે એના રૂપમાં ફેરફાર પણ થાય છે. જેમકે,

ચાલનાર છોકરો-છોકરી-છોકરૂં-છોકરા-છોકરાં.

ચાલનારો છોકરો, ચાલનારી છોકરી, વગેરે.

વિશેષણ તરીકે વપરાયલા કૃદન્તોના દાખલા નીચે આપ્યા છે:-

તે **ચાલ્યો ચાલ્યો** જાય છે એટલામાં તેને પોતાનો મિત્ર સાંભર્યો.

તે છોકરાઓ **ચાલતા ચાલતા** મારી પાસે આવ્યા.

તે છોકરાં **ચાલતાં ચાલતાં** મારી પાસે આવ્યાં.

**ચાલનારા** લોકો ઘણા હતા અને ગાડીમાં **બેસનારા** લોકો થોડા હતા.

આટલાં પાનાં ઘણો વખત **ચાલવાનાં** નથી.

ઉપલાં વાક્યોમાં કૃદન્તો વિશેષણ તરીકે વપરાયાં છે.

તે **ચાલી ચાલીને** થાક્યો—આ વાક્યમાં 'ચાલી,' 'ચાલીને,' એ કૃદન્તના રૂપમાં ફેર પડતો નથી અને ભૂત કાળ બતાવે છે, માટે એ **અવ્યયરૂપ ભૂત કૃદન્ત** કહેવાય છે.

તેનું **ચાલવું** ઘણું સારૂં છે.

તેનું **ચાલવું** ઘણું સારૂં હતું.

તેનું **ચાલવું** સારૂં થવાનું નથી.

તે બાળક **ચાલવાને** માટે લાકડાની ગાડીનો ઉપયોગ કરે છે.

'ચાલવું' એ કૃદન્ત નામ તરીકે વપરાય છે, અને બધા કાળને લાગુ પડે છે માટે એ **સામાન્ય કૃદન્ત** કહેવાય છે.

'ચાલ' ધાતુ ઉપરથી થતા કૃદન્તો નીચે આપ્યા છે. એ ઉપરથી કૃદન્તના પ્રકાર સમજાશે.

વર્તમાન—ચાલતું
ભૂત—ચાલ્યું, ચાલેલું
અવ્યયભૂત—ચાલી—ચાલીને
ભવિષ્ય—ચાલવાનું, ચાલનાર
સામાન્ય—ચાલવું

'ચાલે છે', 'ચાલ્યો હતો,' આમાં 'ચાલ' ધાતુને 'છ' ને 'હો' ધાતુની મદદ છે, આ કારણથી 'છ' ને 'હો' ધાતુ સાહાય્યકારક ક્રિયાપદ કહેવાય છે. સાહાય્ય=મદદ. એવાં રૂપો **મિશ્ર કાળ**નાં રૂપો કહેવાય છે.

૧, હું અર્ધો માઇલ **ચાલું** તેટલામાં તે એક માઇલ **ચાલે.** (ચાલું=ચાલી શકું, ચાલે=ચાલી શકે. બંને વર્તમાન કાળ છે).

તું દરરોજ કેટલા ગાઉ **ચાલે?** (વર્તમાન કાળ; ચાલે=ચાલી શકે).

તે દરરોજ ઓસડ **લાવે** ને ઢોળી **નાખે** (વર્તમાન કાળ).

ખાડો **ખોદે** તે **પડે** (વર્તમાન કાળ).

તે રોજ બે માઇલ **ચાલતો** (ભૂત કાળ).

તે આજ ઠીક **ચાલ્યો** (ભૂત કાળ).

હું અગાઉ આટલું **ચાલેલો,** પણ હવે મારાથી ચલાતું નથી (ભૂત કાળ).

કાલથી હું દરરોજ થોડું થોડું વધારે **ચાલીશ** (ભવિષ્ય કાળ).

'ચાલ' ધાતુના શુદ્ધ કાળ

વર્તમાન કાળ—ચાલે ( ત્રીજો પુરુષ એકવચન )
ભૂત કાળ—ચાલ્યો, ચાલતો, ચાલેલો
ભવિષ્ય કાળ—ચાલશે

'ચાલ' ધાતુ; શુદ્ધ વર્તમાન કાળ

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧લો પુ૦ હું ચાલું | અમે ચાલીએ |
| ૨જો પુ૦ તું ચાલે | તમે ચાલો |
| ૩જો પુ૦ તે ચાલે | તેઓ ચાલે |

આ પ્રમાણે બીજા કાળોનાં રૂપો બને છે.

'ચાલ' ધાતુના મિશ્ર કાળ

વર્તમાન--ચાલે છે, ચાલ્યો છે, ચાલેલો છે, ચાલનાર છે, ચાલવાનો છે (છેલ્લાં બે રૂપો ઇચ્છાવાચક છે).

ભૂત-ચાલ્યો હતો, ચાલેલો હતો, ચાલતો હતો, ચાલનાર હતો, ચાલવાનો હતો (છેલ્લાં બે રૂપો ઇચ્છાવાચક છે).

જે સ્થળે આવાં રૂપો વપરાયાં હોય તે સ્થળે પૂર્વાપર સંબંધથી તેનો અર્થ સમજી લેવો. એનાં નામ તથા એને વિષે વધારે વિવેચન **મધ્ય વ્યાકરણ**માં આવશે.

**સંયુક્ત ક્રિયાપદ**—કેટલેક ઠેકાણે બે ક્રિયાપદ સાથે વપરાય છે; અને બેનો છૂટો છૂટો અર્થ તેમાં આવતો નથી, પણ જુદો અર્થ આવે છે. 'નાખી દે' એમાં નાખવાનો ને દેવાનો (આપવાનો) અર્થ નથી, પણ નાખવાનો ને જલદી કામ કરવાનો અર્થ છે. 'ફેંકી દે,' 'કાઢી નાખ,' 'મારી નાખ,' 'બેસી જા,' 'નમી પડ,' 'પૂછી લે,' આ **સંયુક્ત ક્રિયાપદ** કહેવાય છે.

**ક્રિયાપદના અર્થ—**

આ દાખલો **ગણી કાઢ**.

તમારે સાચું **બોલવું**.

આપણે કદી પણ ખોટું કામ ન **કરવું**.

તમે કાલે **આવ્યા હોત** તો ઘણું કામ **થઈ જાત**.

તમે **આવો** તો આપણે સાથે કામ **કરીએ**.

ઘણું **જીવો**, ઈશ્વર તમારૂં કલ્યાણ **કરે**.

તે કાલે **આવ્યોએ હોય**.

તે કાલે **આવ્યો** ત્યારે હું દાખલો ગણતો **હોઈશ**.

હું દાખલો **ગણું છું**.

આ દાખલાઓમાં ક્રિયાપદનાં રૂપોમાંથી જુદા જુદા અર્થ નીકળે છે. 'ગણી કાઢ' ને 'બોલવું' એમાં આજ્ઞાનો અર્થ રહેલો છે;

'કરવું' એમાં વિધિનો એટલે ફરજનો અર્થ રહેલો છે; 'આવ્યા હોત,' 'થઈ જાત,' 'આવો,' 'કરીએ,' એમાં સંકેતનો (શરતનો) અર્થ રહેલો છે; 'આવ્યા હોત,' અને 'થઈ જાત,' એ ક્રિયા નિષ્ફળ થઈ છે એમ બતાવે છે. 'તમે કાલે **આવ્યા હોત** તો ઘણું કામ **થઈ જાત,'** એ વાક્યમાંથી એવો અર્થ નીકળે છે કે તમે આવ્યા નહિ, તેથી કામ થયું નહિ. 'જીવો,' 'કરે,' એમાં આશીર્વાદનો અર્થ છે, 'આવ્યોએ હોય,' 'હોઈશ,' એમાં સંશયનો અર્થ છે, ને 'ગણું છું,' અને 'આવ્યો,' એમાં સ્વાર્થ છે, એટલે ધાતુનો પોતાનોજ અર્થ છે, ઉપર બતાવેલા વિશેષ અર્થમાંનો કોઈ અર્થ નથી. આ પ્રમાણે ક્રિયાપદના અર્થ નીચે પ્રમાણે છે:—

આજ્ઞાર્થ—બેસ, લખ, જા.

વિધ્યર્થ—બેસવું, કરવું, બોલવું ('જોઈએ'નો અર્થ હોય છે, ફરજ બતાવે છે; કોઈ વખત આજ્ઞા પણ બતાવે છે).

આશીર્વાદાર્થ—સુખી **રહો,** ઈશ્વર સુખી **રાખે.**

સંકેતાર્થ અને સંશયાર્થ }—હોય, જાય, હોત, આવત, હશે, હોઈશ.

સ્વાર્થ—બેસું છું, બેસતો હતો, બેઠો હતો, વગેરે.

---

## પાઠ ૮મો

## ક્રિયાપદ: પ્રયોગ, સાધિત ધાતુ

ક્રિયાપદનાં રૂપ ઉપરથીજ કર્તાનો કે કર્મનો અર્થ જણાઈ જાય છે એ તમે શીખી ગયા છો. 'લખું છું,' 'જાય છે,' 'ભણશે,' આ રૂપોમાંથી કર્તાનો અર્થ નીકળે છે, માટે એ રૂપો **કર્તરિ** કહેવાય છે. 'કર્તરિ' એ 'કર્તૃ' શબ્દનું સંસ્કૃત રૂપ છે અને સાતમી વિભક્તિના એકવચનમાં છે. 'કર્તરિ' એટલે કર્તાના અર્થમાં. 'લખ્યું,' 'ગણ્યું,' 'ગાયું,' એવાં રૂપોમાંથી કર્મનો અર્થ નીકળે છે, માટે એ રૂપો **કર્મણિ**

કહેવાય છે. 'કર્મણિ' એ 'કર્મન્' શબ્દનું સંસ્કૃત રૂપ છે **અને સાતમી** વિભક્તિના એકવચનમાં છે. 'કર્મણિ'=કર્મના અર્થમાં.

૧. નારાયણ કાગળ લખતો હતો.
૨. ગંગા કાગળ લખતી હતી.
૩. છોકરૂં કાગળ ફાડતું હતું.
૪. નારાયણ પુસ્તક લખતો હતો.
૫. નારાયણ ચોપડી લખતો હતો.
૬. નારાયણ ગ્રન્થ લખતો હતો.

ઉપરનાં ૭ વાક્યોમાં ક્રિયાપદનો કર્તાના અર્થમાં પ્રયોગ છે, અર્થાત્, ક્રિયાપદ કર્તાના અર્થમાં વપરાયું છે, માટે ક્રિયાપદનો **કર્તરિ પ્રયોગ** કહેવાય છે. ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાં છે. પહેલા વાક્યમાં, કર્તા નર જાતિમાં છે, ત્યારે ક્રિયાપદ નર જાતિમાં છે (લખતો હતો); બીજામાં, કર્તા નારી જાતિમાં છે, ત્યારે ક્રિયાપદ નારી જાતિમાં છે (લખતી હતી); અને ત્રીજામાં કર્તા નાન્યતર જાતિમાં છે, ત્યારે ક્રિયાપદ નાન્યતર જાતિમાં છે (ફાડતું હતું). ચોથા, પાંચમા, ને છટ્ઠા વાક્યમાં કર્મની જાતિ બદલાય છે (પુસ્તક, ચોપડી, ગ્રન્થ), પણ કર્તાની જાતિ એક રહે છે (નારાયણ). આમ કર્તા પ્રમાણેજ ક્રિયાપદનાં જાતિ, વચન, અને પુરુષ બદલાય છે. કર્તાનો ક્રિયાપદના રૂપ પર અધિકાર હોવાથી **કર્તા ક્રિયાનાથ** કહેવાય છે.

૧. નારાયણે પુસ્તક લખ્યું–લખતું.
૨. નારાયણે ચોપડી લખી–લખતી.
૩. નારાયણે ગ્રન્થ લખ્યો–લખતો.
૪. નારાયણથી પુસ્તક લખાયું.
૫. નારાયણથી ચોપડી લખાઈ.
૬. નારાયણથી ગ્રન્થ લખાયો.

ઉપલાં ૭ વાક્યોમાં ક્રિયાપદનો કર્મના અર્થમાં પ્રયોગ છે, માટે

એ રૂપો કર્મણિ પ્રયોગનાં કહેવાય છે. એમાં કર્મ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ બદલાય છે, માટે **કર્મ** એ **ક્રિયાનાથ** છે.

**જોઈએ**—આ ક્રિયાપદનાં થોડાંકજ રૂપ થાય છે. એનો ઉપયોગ લક્ષમાં રાખવો.

સંસ્કૃતમાં युज्यते એ કર્મણિ રૂપ છે તે પરથી એ શબ્દ ગુજરાતીમાં આવ્યો છે. ગુજરાતીમાં પણ એ શબ્દ કર્મણિ રૂપ છે.

૧. મારે પુસ્તક જોઈએ છે.

૨. આપણે નીતિને માર્ગે ચાલવું જોઈએ.

ઉપલાં વાક્યોમાં 'જોઈએ' એ કર્મણિ રૂપ છે ને એનો અર્થ '—ની જરૂર છે,' '—ની ઇચ્છા છે,' 'જરૂરનું છે,' એવો છે. ૧લા વાક્યમાં 'પુસ્તક' કર્મ છે ને 'મારે' કર્તા છે. 'મારે' ત્રીજી વિભક્તિમાં ને 'પુસ્તક' પહેલીમાં છે (કર્મણિ પ્રયોગ છે; કારણ કે કર્મનો અર્થ ક્રિયાપદમાં આવી ગયો છે). ૨જા વાક્યમાં 'આપણે' કર્તા ને 'ચાલવું' કર્મ છે ને તે પહેલી વિભક્તિમાં છે.

જોઈએ છે, જોઈતું હતું, જોઈશે, જોઈતું હોય, જોઈતું હોત (હત), જોઈતું હશે—આટલાં રૂપો વપરાય છે.

અકર્મક ક્રિયાપદને કર્મ ન હોવાથી તેનો કર્મણિ પ્રયોગ થતો નથી.

તારે બેસવું.

મારાથી બેસાતું નથી.

મારાથી ચલાય છે.

ઉપલાં વાક્યોમાં ક્રિયાપદનાં રૂપોમાં કર્તાના અર્થનો સમાવેશ થતો નથી. 'બેસું છું'માં જેમ બેસનારનો અર્થ રહેલો છે, તેમ 'બેસવું,' 'બેસાતું,' 'ચલાય'માં રહેલો નથી. ત્યારે શેના અર્થનો સમાવેશ છે? 'બેસવું'=બેસવાનું કામ કરવું. 'બેસાતું નથી'=બેસવાનું કામ કરાતું નથી. 'ચલાય છે'=ચાલવાનું કામ થાય છે. આ પ્રમાણે આ રૂપોમાં ભાવનો એટલે ક્રિયાના અર્થનો સમાવેશ છે, માટે એ રૂપો **ભાવે** એટલે ભાવના અર્થમાં છે એમ કહેવાય છે. ક્રિયાપદ **ભાવે પ્રયોગમાં** કહેવાય છે. 'ભાવે'

એ 'ભાવ' શબ્દનું સંસ્કૃત રૂપ છે અને સાતમીના એકવચનમાં છે. 'ભાવે'=ભાવના અર્થમાં. 'ભાવ' હમેશ નાન્યતર જાતિના એકવચનમાં હોય છે.

અકર્મક ક્રિયાપદનાં કર્તરિ પ્રયોગ ને ભાવે પ્રયોગનાં રૂપ થાય છે ને સકર્મકનાં કર્તરિ ને કર્મણિ રૂપો થાય છે.

ગુરુ બેઠા છે (અકર્મક કર્તરિ).
ગુરુથી બેસાતું નથી (અકર્મક ભાવે).
ગુરુ પાઠ શિખવે છે (સકર્મક કર્તરિ).
ગુરુએ પાઠ શિખવ્યો }
ગુરુથી પાઠ શિખવાયો } (સકર્મક કર્મણિ).
શિષ્યે પાઠ તૈયાર કરવો }

**સાધિત ધાતુઃ કાળ અને પ્રયોગ—**

એક ધાતુ પરથી બીજા ધાતુઓ બને છે. જેના પરથી એવા ધાતુઓ બને છે તે **મૂળ ધાતુ** અને જે ધાતુ બને છે તે **સાધિત ધાતુ** કહેવાય છે.

વાંચ—વંચાવ; બેસ—બેસાડ; પડ–પાડ—પડાવ; કર–કરાવ—કરાવરાવ.

આપણે કોઈ ક્રિયા જાતે કરવાને બદલે બીજાની પાસે કરાવીએ ત્યારે એ ધાતુ વપરાય છે. જેમકે,

હું જાતે વાંચવાને બદલે બીજા પાસે **વંચાવું છું.**

હું જાતે બેસવાને બદલે બીજો બેસે એમ કરૂં છું—**બીજાને બેસાડું છું.**

એમ બીજા ધાતુઓ વિષે સમજવું.

હું પડું છું; હું ફળ **પાડું છું** (ફળ પડે એમ કરૂં છું).

હું ફળ **પડાવું છું** (બીજો ફળ પાડે એમ કરૂં છું).

આવે ઠેકાણે 'પડ' ઉપરથી 'પાડ' અને 'પાડ' ઉપરથી 'પડાવ' થાય છે.

**સાધિત** ધાતુઓ પરથી પણ બધા કાળનાં અને પ્રયોગનાં રૂપો થાય છેઃ—

પાડું છું, પાડ્યું, પાડતો હતો, પાડીશ, વગેરે.
હું ફળ પાડું છું (કર્તરિ).
મેં ફળ પાડ્યું; મારે ફળ પાડવું (કર્મણિ).
મારાથી ફળ પડાય છે–પડાયું–પડાશે (કર્મણિ).

**અપૂર્ણક્રિયાવાચક ક્રિયાપદ—**

કેટલાંક ક્રિયાપદ અપૂર્ણ ક્રિયા બતાવે છે; તેની પછી કેટલાક શબ્દ આવે ત્યારેજ ક્રિયાનો અર્થ પૂરો થાય છે.

'અકબર હુમાયુંનો પુત્ર હતો,' આમાં 'હતો' ક્રિયાપદ **અપૂર્ણ-ક્રિયાવાચક** છે. 'અકબર હતો' ('હાજર હતો,' 'ઘરમાં હતો,' એવો અર્થ ન હોય તો) એવા વાક્યથી અર્થ સમજાતો નથી. કોણ હતો? કેવો હતો? ક્યાં હતો? શું કરતો હતો?–એવું કંઈ જાણવાની ઇચ્છા રહે છે. 'હતો' નો કર્તા 'અકબર' છે; 'પુત્ર' એ 'અકબર' નીજ વિભક્તિમાં છે.

'તે ઘણો ડાહ્યો રાજા દેખાય છે,' એમાં 'દેખાય છે' અપૂર્ણ-ક્રિયાવાચક છે; 'રાજા,' 'તે' ની સાથે એક વિભક્તિમાં છે.

પણ

'કિનારો દેખાય છે,' એમાં 'દેખાય છે' નો અર્થ 'નજરે પડે છે' એવો છે; માટે અહીં 'દેખાય છે' ક્રિયાપદ અપૂર્ણક્રિયાવાચક નથી.

કેટલીક વખત ક્રિયાપદનો કર્તા આપેલો હતો નથી, પણ સમજી લેવાનો હોય છે:—

(૧) આજ્ઞાર્થમાં ક્રિયાપદ હોય ત્યારે–'ઊઠ' (કર્તા 'તું').
(૨) 'કહે છે કે આ ઘરમાં ભૂત છે'–લોકો કહે છે.

## પ્રશ્નો

૧. શુદ્ધ કાળ અને મિશ્ર કાળમાં શો ફેર છે?

૨. પ્રયોગ એટલે શું? ભાવે પ્રયોગનો દાખલો આપો ને તેનું એ નામ પડવાનું શું કારણ છે તે કહો.

૩. છ વાગે ઊઠવુંજ જોઈએ, એ નિયમ પ્રમાણે હરિ સવારમાં

જાગ્યો. 'જોઈએ' અને 'જાગ્યો' એ કયો પ્રયોગ છે? શા માટે? 'હરિ જાગ્યો' એને ભાવે પ્રયોગમાં ફેરવો. તેમાં ભાવ કયો છે તે બતાવો.

૪. સંયુક્ત ક્રિયાપદ અને મિશ્ર કાળના ક્રિયાપદની વચ્ચે શો ફેર છે?

૫. સંકેતાર્થ અને સંશયાર્થ વચ્ચે શો ભેદ છે? 'સંકેત' એટલે શું?

---

## પાઠ ૯મો

### અવ્યય: પ્રકાર

તમે શીખી ગયા છો કે જે શબ્દોનાં રૂપમાં ફેરફાર થતો નથી તે અવિકારી વિશેષણ ન હોય તો અવ્યય છે. રૂપમાં ફેરફાર શાથી થાય છે તે હવે તમારા સમજવામાં આવ્યું હશે. જાતિ, વચન, અને વિભક્તિના, કે પુરુષના ભેદથી નામ, સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદનાં રૂપોમાં ફેરફાર થાય છે. એવો ફેરફાર અવ્યયના રૂપમાં થતો નથી. જે પદોનાં રૂપમાં જાતિ, વચન, કે વિભક્તિને લીધે ફેરફાર થતો નથી તે અવ્યય છે.

અવ્યયના પ્રકાર નીચે પ્રમાણે છે:—

(૧) કેટલાંક અવ્યય ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે:—

તે **રોજ** નિશાળે જાય છે (કાળવાચક).

તે **નિત્ય** સાચું બોલે છે (કાળવાચક).

**અહીં** બેસો; **ત્યાં** ઘણાં માણસ છે (સ્થળવાચક).

**એમ** કરશો તો ફાયદો નહિ થાય (રીતિવાચક, રીતિ=રીત).

તમારાથી તે કામ થશે **નહિ** (નકારવાચક, નિષેધવાચક).

તમે જાતે કામ **કેમ** કરતા નથી? (કારણવાચક).

આ અવ્યયો ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, માટે **ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય છે.

(૨) કેટલાંક અવ્યય નામની સાથે જોડાયલાં છે અને ઘણી વાર વિભક્તિના પ્રત્યયનું કામ કરે છે:—

મારે **માટે** તેણે ઘણો પરિશ્રમ વેઠ્યો (ચોથીનો અર્થ છે).

તમારા **પર** કોઈ વિશ્વાસ રાખશે નહિ (સાતમીનો અર્થ).

મારી **પાસે** બેસો (સાતમીનો અર્થ).

ગુરુની **આગળ** શિષ્યે નમ્રતાથી વર્તવું (સાતમીનો અર્થ).

આ અવ્યયો નામની સાથે જોડાયલાં હોવાથી **નામયોગી** કહેવાય છે.

(૩) કેટલાંક અવ્યય બે શબ્દો કે વાકયો જોડે સંબંધ બતાવે છે:—

રામ **અને** લક્ષ્મણ વનમાં ગયા ('અને' અવ્યય 'રામ' અને 'લક્ષ્મણ' એ બે શબ્દોને જોડે છે).

જ્યેષ્ઠ માસ બેઠો, **એટલે** વરસાદ આવ્યો ('એટલે' અવ્યય બે વાકયોને જોડે છે).

માબાપે શિખામણ દીધી, **પણ** તે છોકરાએ માની નહિ ( 'પણ' અવ્યય બે વાકયોની વચ્ચે સંબંધ ધરાવે છે; વિરોધવાચક છે).

**જો** તમે નીતિમાં રહેશો, **તો** સુખી થશો ('જો,' 'તો' સંકેતવાચક અવ્યય છે).

આવાં અવ્યય **ઉભયાન્વયી** અવ્યય કહેવાય છે. 'ઉભય'=બે, 'અન્વય'=સંબંધ; 'ઈ' પ્રત્યય=વાળું; બે પદ કે વાકય વચ્ચે સંબંધ રાખનાર.

(૪) કેટલાંક અવ્યય વાકયથી નિરાળાં રહી હર્ષ, શોક, વગેરે લાગણી બતાવે છે:—

**ઓહો !** કેવું સુંદર મંદિર છે ! (આશ્ચર્યવાચક).

**અરેરે !** તે બાપડો બહુ દુ:ખી થયો (શોકવાચક).

**વાહ !** કેવું મઝેનું ચિત્ર છે ! (હર્ષવાચક).

આ અવ્યયોનો વાકયમાં કેવળ (માત્ર) પ્રયોગજ છે, વાકયનાં કોઈ પદો સાથે સંબંધ નથી, માટે એ **કેવળપ્રયોગી** અવ્યય કહેવાય છે.

અવ્યયો કેટલીક વખત **નામ** તરીકે વપરાય છે:—

**આમ** કહીને તે ચાલતો થયો ('કહીને'નું કર્મ છે).

**અહીંનું** કામ સહેલું છે, પણ **ત્યાંનું** એવું સહેલું નથી. ('અહીં'=આ સ્થળ; 'ત્યાં'=તે સ્થળ).

અવ્યયો છટ્ઠી વિભક્તિમાં હોય છે ત્યારે **વિશેષણનું** કામ કરે છે:—

**ઉપરની** બાજુ; **નીચેની** બાજુ.

અહીં 'ઉપર'નો અર્થ ઉપલું સ્થળ ને 'નીચે'નો નીચલું સ્થળ છે. અવ્યય નામ તરીકે વપરાયાં છે; પણ 'ઉપરની' અને 'નીચેની' એ શબ્દો છઠ્ઠી વિભક્તિમાં હોઈ વિશેષણની ગરજ સારે છે. 'ઉપરની'= ઉપલી; 'નીચેની'=નીચલી.

અવ્યયોને કેટલીક વાર પાંચમી કે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય આવે છેઃ—

તે **ઉપરથી** ભોળો દેખાય છે, પણ **અંદરથી** કપટી છે.

**પાસેનું** સ્થળ સુંદર છે.

**આગળની** હકીકત મારા જાણવામાં નથી.

## પાઠ ૧૦મો

## કૃદન્તઃ ઉપયોગ

ક્રિયા બતાવે છતાં તે બતાવનાર પદ ક્રિયાપદ ન હોય એવા દાખલા તમે જોયા છે. એવાં પદોથી પૂરો અર્થ સમજાતો નથી અને વાક્ય બનતું નથી. એવા થોડાક દાખલા નીચે આપ્યા છેઃ—

| | |
|---|---|
| તે **ફરતાં ફરતાં** | તે ફરતાં ફરતાં દૂર નીકળી ગયો. |
| છોકરૂં **દોડતું દોડતું** | છોકરૂં દોડતું દોડતું પડી ગયું. |
| **નાહીને**, લુગડાં **પહેરીને** | નાહીને, લુગડાં પહેરીને, તે બહાર ગયો. |
| **ગયો** વખત | ગયો વખત પાછો આવતો નથી. |

ફરતાં, દોડતું, નાહીને, પહેરીને, ગયો—આ બધાં રૂપો કૃદન્ત છે.

તે છોકરો આજ ઠીક **ચાલ્યો** (ક્રિયાપદ).

તે રોજ બે માઇલ **ચાલતો** (ક્રિયાપદ).

તે **ચાલ્યો ચાલ્યો** જાય છે, એટલામાં તેનું માથું દુઃખવાથી તે પડી ગયો ('ચાલ્યો ચાલ્યો' કૃદન્ત).

આવ્યું ખમાય, પણ ગયું ખમાય નહિ (કૃદન્ત).

બાળક **ચાલતું ચાલતું** મારી પાસે **આવ્યું** ('ચાલતું ચાલતું' કૃદન્ત; 'આવ્યું' ક્રિયાપદ).

'ચાલ્યો,' 'ચાલતો,' 'આવ્યું,' એવાં રૂપો કેટલીક વખત ક્રિયાપદ તરીકે ને કેટલીક વખત કૃદન્ત તરીકે વપરાય છે.

કૃદન્તના પ્રકાર તમે શીખી ગયા. હવે કૃદન્ત વાકયમાં કેવી રીતે વપરાય છે તે જોઈએ.

(૧) **ગઈ** તિથિ જોશીએ ન વાંચે.

**ગાજ્યા** મેઘ વરસે નહિ ને **કહ્યાં** કામ કરશે નહિ.

**ગયલો** વખત પાછો આવતો નથી.

**કરવાનું** કામ રહી ગયું છે.

**કરનાર** માણસ થોડા હોય છે.

તે **ચાલતો ચાલતો** કવિતા ગોખે છે.

ઉપલાં વાકયોમાં કૃદન્ત **વિશેષણ** તરીકે વપરાયા છે. કૃદન્તનો એ સાધારણ ઉપયોગ છે.

(૨) હું તેને **કહી કહીને** થાકયો.

તે **વાંચતાં વાંચતાં** હાંફી ગયો.

અહીં કૃદન્ત **અવ્યય** તરીકે વપરાયા છે. ક્રિયાવિશેષણ અવ્યય છે.

(૩) (અ) **કહેવું** સહેલું છે; **કરવું** અઘરૂં છે.

(આ) તેનું **કહ્યું** કોઈ માનતું નથી.

(ઇ) તેણે શત્રુને શરણે ન **થવાનું** પણ લીધું.

(ઈ) તેણે છૂટકારા માટે એક હજાર રૂપીઆ **આપવાનું** કહ્યું.

(ઉ) મારૂં **કહેલું** હવામાં **ગયું** જણાય છે.

(ઊ) ઘણો વખત તેને એવું **કહેવામાં** આવ્યું ન હતું.

(એ) તેમનામાં ડહાપણ અને વિવેક **હોવાથી** સારી સલાહ પ્રમાણે ચાલતા.

(ઐ) હવે મારે કંઈ **કરવાનું** રહ્યું નથી.

ઉપલાં વાકયોમાં કૃદન્ત **નામ** તરીકે વપરાયા છે.

કૃદન્ત નામ, વિશેષણ, કે અવ્યય તરીકે વપરાયા છે એ શી રીતે જાણવું?

વાક્યમાં નામ જે કામ કરે છે તે કરતા હોય તો કૃદન્તને નામ કહેવા, વિશેષણનું કામ કરતા હોય તો વિશેષણ, અને અવ્યયનું કામ કરતા હોય તો અવ્યય કહેવા.

વાક્યમાં નામ શું કામ કરે છે?

નામ કોઈ પણ ક્રિયાનો કર્તા કે કર્મ હોય છે કે ક્રિયાપદની સાથે અન્ય સંબંધથી જોડાયલું હોય છે; કોઈ વખત તે બીજા નામની સાથે કે અવ્યય સાથે જોડાયલું હોય છે.

વિશેષણ શું કામ કરે છે?

તે નામનો, ક્રિયાનો, બીજા વિશેષણનો, કે ક્રિયાવિશેષણનો ગુણ બતાવે છે.

અવ્યય શું કામ કરે છે?

તે કોઈ ક્રિયા સાથે સંબંધ રાખે છે; બે વાક્યો કે શબ્દો વચ્ચે સંબંધ દર્શાવે છે; કોઈ નામની કે સર્વનામની પછી આવે છે અને ક્રિયાપદ સાથે સંબંધ બતાવે છે. તેના રૂપમાં ફેરફાર થતો નથી.

આ પ્રમાણે અમુક ઠેકાણે કૃદન્ત કેવી રીતે વપરાયો છે તે સહેલથી નક્કી થશે.

ઉપલા (અ) વાક્યમાં, 'કહેવું' અને 'કરવું' એ 'છે' ક્રિયાપદના કર્તા છે, નાન્યતર જાતિ અને એકવચનમાં છે.

(આ) વાક્યમાં, 'કહ્યું' એ 'માનતું નથી' ક્રિયાપદનું કર્મ છે. નથી=છે નહિ. 'નથી' એ નકાર બતાવનાર ક્રિયાપદ છે.

(ઇ) વાક્યમાં, 'થવાનું' એ 'થવું' સામાન્ય કૃદન્તની છઠ્ઠી વિભક્તિ છે. એનો સંબંધ 'પણ' સાથે છે.

(ઈ) વાક્યમાં, 'આપવાનું' ભવિષ્ય કૃદન્ત છે. 'કહ્યું' ક્રિયાપદનું કર્મ છે.

કૃદન્ત ક્રિયાવાચક છે. ક્રિયાને કર્તા તો હોય છેજ અને સકર્મક હોય તો કર્મ પણ હોય. કૃદન્તને પણ કર્તા અને કર્મ હોય છે.

'આપવાનું' માં 'આપ' ધાતુ છે. કૃદન્ત સકર્મક છે અને 'રૂપીઆ' એનું કર્મ છે. 'તેણે' એનો તેમજ 'કહ્યું'નો કર્તા છે.

(ઉ) વાકયમાં, 'કહેલું' એ 'જણાય છે' ક્રિયાપદનો કર્તા છે, નાન્યતર જાતિ, એકવચન. 'ગયું' એ 'કહેલું'ના જેવીજ વિભક્તિમાં છે.

(ઊ) વાકયમાં, 'કહેવામાં' એ ખરૂં જોતાં 'કહેવું' રૂપની સાતમી વિભક્તિ છે; પણ અહીં 'આવ્યું હતું' ક્રિયાપદનો કર્તા છે. ધાતુ સકર્મક હોવાથી 'એવું' એનું કર્મ છે.

(એ) વાકયમાં, 'હોવાથી' 'હોતું' કૃદન્તની પાંચમી વિભક્તિ છે ને એનો 'ચાલતા' ક્રિયાપદ સાથે સંબંધ છે.

(ઐ) વાકયમાં, 'કરવાનું' ભવિષ્ય કૃદન્ત છે ને તે 'નથી' (છે નહિ)-નો કર્તા છે. ધાતુ સકર્મક હોવાથી 'કંઈ' કર્મ છે. 'મારે' કર્તા છે. 'રહ્યું' વિશેષણ છે અને એનો વિશેષ્ય 'કરવાનું' છે.

આ પ્રમાણે આ બધા કૃદન્તો નામ તરીકે વપરાયા છે. એ નાન્યતર જાતિ ને એકવચનમાં છે.

હવે તમે પદચ્છેદ કરવો તે શું તે સમજ્યા હશો. 'પદચ્છેદ' એટલે પદના વર્ગ બાંધ્યા છે તેમાંનો એક વર્ગ. 'પદચ્છેદ કરવો' એટલે અમુક પદ કયા વર્ગમાં આવે છે તે કહેવું અને તેને લગતી હકીકત કહેવી, કે તેથી તેનો બીજાં પદો સાથે કેવો સંબંધ છે તે જણાય. તમને આ પુસ્તકમાં જ્ઞાન મળ્યું છે તે પ્રમાણે તમે કેવી રીતે પદચ્છેદ કરી શકો તે ઉપલા કેટલાક દાખલા પરથી સમજાયું હશે. છતાં, આવતા પાઠમાં થોડાક નમુના આપ્યા છે.

---

## પાઠ ૧૧મો

### પદચ્છેદના નમુના

૧. 'મહેતાજીનું આ ભાષણ સાંભળી કેશવલાલની ખાતરી

**થઈ કે કોઈની શરીરની ખોડ કે બુદ્ધિની ખામી જોઈ તેની મજાક કરવી એ ખોટું છે'** (૪થી ચો., પા. ૩૩મો).

મહેતાજીનું—જાતિવાચક નામ, નર જાતિ, છટ્ઠીનું એકવચન; એ વિભક્તિનો સંબંધ 'ભાષણ' સાથે છે.

આ—દર્શક સર્વનામ, વિશેષણ તરીકે વપરાયું છે; વિશેષ્ય 'ભાષણ',

ભાષણ—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, બીજીનું એકવચન; 'સાંભળી'નું કર્મ છે.

સાંભળી—અવ્યયરૂપ ભૂત કૃદન્ત; 'સાંભળ' ધાતુ, સકર્મક, 'ભાષણ' કર્મ.

કેશવલાલની—સંજ્ઞાવાચક નામ, નર જાતિ, છટ્ઠીનું એકવચન, 'ખાતરી' સાથે સંબંધ છે.

ખાતરી—ભાવવાચક નામ, નારી જાતિ, પહેલીનું એકવચન, નામાર્થે પહેલી છે.

થઈ—અકર્મક ક્રિયાપદ, 'થા' ધાતુ, ભૂત કાળ, ત્રીજો પુરુષ, એકવચન, 'ખાતરી' કર્તા; અકર્મક કર્તરિ પ્રયોગ.

કર્તા ત્રીજા પુરુષમાં છે. 'હું' ને 'તું' સિવાય બધાં સર્વનામ ને નામ ત્રીજા પુરુષમાં છે. ક્રિયાપદનાં પુરુષ, જાતિ, ને વચન કર્તરિ પ્રયોગમાં કર્તા પ્રમાણે ને કર્મણિ પ્રયોગમાં કર્મ પ્રમાણે હોય છે. ભાવે પ્રયોગમાં ક્રિયાપદ હમેશ નાન્યતર જાતિ ને એકવચનમાં હોય છે.

કે—ઉભયાન્વયી અવ્યય, બે વાક્યોને જોડે છે–'મહેતાજીનું...થઈ' અને 'કોઈની......ખોટું છે.'

કોઈની—અનિશ્ચિત સર્વનામ, સામાન્ય જાતિ (કોઈ પુરુષની કે કોઈ સ્ત્રીની), છટ્ઠીનું એકવચન, 'ખોડ' ને 'ખામી' સાથે સંબંધ ('શરીરની' સાથે સંબંધ નથી. તેમ હોય તો 'કોઈના' હોય).

શરીરની–જાતિવાચક નામ, નાન્યતર જાતિ, છટ્ઠીનું એકવચન, 'ખોડ' સાથે સંબંધ છે.

ખોડ—ભાવવાચક નામ, નારી જાતિ, બીજીનું એકવચન, 'જોઈ'નું કર્મ છે.

કે—ઉભયાન્વયી અવ્યય. 'ખોડ'ને 'ખામી' વચ્ચે સંબંધ બતાવે છે. એમાંથી ગમે તે એક, એવો અર્થ હોવાથી વિકલ્પવાચક કહેવાય છે.

બુદ્ધિની—ભાવવાચક નામ, નારી જાતિ, છટ્ઠીનું એકવચન, 'ખામી' સાથે સંબંધ છે.

ખામી—ભાવવાચક નામ, નારી જાતિ, બીજીનું એકવચન, 'જોઈ'નું કર્મ છે.

જોઈ—અવ્યયરૂપ ભૂત કૃદન્ત, સકર્મક, 'જો' ધાતુ, કર્મ 'ખોડ' ને 'ખામી'.

મજાક—ભાવવાચક નામ, નારી જાતિ, પહેલી વિભક્તિનું એકવચન, 'કરવી'નું કર્મ છે; પણ કર્મનો અર્થ 'કરવી'માં આવી ગયો છે, માટે નામાર્થે પ્રથમા છે.

કરવી—સામાન્ય કૃદન્ત, 'કર' ધાતુ, સકર્મક, 'મજાક' કર્મ, નામ તરીકે વપરાયો છે, નારી જાતિ, 'છે' નો કર્તા છે; નામાર્થે પ્રથમા છે.

એ—સર્વનામ, નાન્યતર જાતિ (એ=એ કામ), પહેલીનું એકવચન, 'છે' નો કર્તા, 'કરવી' સાથે એક વિભક્તિમાં છે.

ખોટું—વિશેષણ, નાન્યતર જાતિ, એકવચન, વિશેષ્ય 'એ.'

છે—અકર્મક ક્રિયાપદ, 'છ' ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એકવચન, 'એ' કર્તા, કર્તરિ પ્રયોગ.

**૨. ભાઈ, મોડું થયું ખરું, પણ તેમાં મારો વાંક નથી.**

ભાઈ—જાતિવાચક નામ, નર જાતિ, એકવચન, પહેલી વિભક્તિ, સંબોધનને અર્થે.

મોડું—વિકારક, ગુણવાચક વિશેષણ, અહીં નામ તરીકે વપરાયું છે; નાન્યતર જાતિ, એકવચન, નામાર્થે પહેલી વિભક્તિ, 'થયું'નો કર્તા.

થયું—અકર્મક ક્રિયાપદ, 'થા' ધાતુ, ભૂત કાળ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચન, 'મોડું' કર્તા, કર્તરિ પ્રયોગ.

ખરું—વિકારક, ગુણવાચક વિશેષણ, નાન્યતર જાતિ, એકવચન, વિશેષ્ય 'એ' ('મોડું થયું' વાક્યને માટે મૂક્યું છે. મોડું થયું એ ખરું).

પણ—ઉભયાન્વયી અવ્યય, 'ભાઈ, મોડું થયું ખરૂં,' અને 'એમાં મારો વાંક નથી' એ બે વાક્ય વચ્ચે વિરોધ બતાવે છે.

એમાં—દર્શક સર્વનામ, નાન્યતર જાતિ, (એ મોડા થવામાં) સાતમી વિભક્તિનું એકવચન.

મારો—પુરુષવાચક સર્વનામ, પહેલો પુરુષ, નર જાતિ (બોલનાર નારી હોય તો નારી જાતિ), છઠ્ઠીનું એકવચન, 'વાંક' સાથે સંબંધ છે.

વાંક—ભાવવાચક નામ, નર જાતિ, પહેલીનું એકવચન, 'નથી' નો ('છે નહિ' નો) કર્તા, નામાર્થે પહેલી.

નથી—નકારવાચક અકર્મક ક્રિયાપદ, 'છે' ને 'નહિ' નું બનેલું છે; 'છ' ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તા 'વાંક,' કર્તરિ પ્રયોગ.

**૩.* તેઓ ઓસડ કરતાં કરી પળાવીને રોગ મટાડવાનું વધારે પસંદ કરે છે.**

કરતાં—'કર' ધાતુ ઉપરથી કૃદન્ત, નામયોગી અવ્યય તરીકે વપરાયો છે (ઓસડના કરતાં; મારા કરતાં, તેના કરતાં, એમ 'કરતાં'ની પહેલાં, બીજાં નામયોગીની પહેલાં વપરાય છે તેમ, છઠ્ઠી વિભક્તિ વપરાય છે, માટે 'કરતાં,' એ નામયોગી અવ્યય છે).

પળાવીને—અવ્યયરૂપ ભૂત કૃદન્ત, ('પાળ' ધાતુ પરથી પ્રેરણાના અર્થમાં સાધિત ધાતુ 'પળાવ' પરથી) સકર્મક, 'કરી' કર્મ, 'કરે છે' ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે.

મટાડવાનું—ભવિષ્ય કૃદન્ત, નામ તરીકે વપરાયો છે, નાન્યતર જાતિ, બીજી વિભક્તિનું એકવચન, 'કરે છે' નું કર્મ.

પસંદ—વિશેષણ, વિશેષ્ય 'મટાડવાનું'.

કરે છે—સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુ, મિશ્ર વર્તમાન કાળ, ત્રીજો પુરુષ બહુવચન, કર્તા 'તેઓ,' કર્મ 'મટાડવાનું,' કર્તરિ પ્રયોગ.

**૪. હિંદુસ્તાનના લોકને ઘરેણાં પહેરવાં બહુ ગમે છે.**

લોકને—સમુદાયવાચક નામ, નર જાતિ, ચોથીનું બહુવચન, 'ગમે છે' સાથે સંબંધ છે.

---

* હવેનાં વાક્યોમાં અઘરા શબ્દોનોજ પદચ્છેદ કરી બતાવ્યો છે.

ઘરેણાં—જાતિવાચક નામ, નાન્યતર જાતિ, પહેલીનું બહુવચન, 'પહેરવાં' નું કર્મ છે; પણ કર્મનો અર્થ 'પહેરવાં' માં આવી ગયો છે, માટે નામાર્થે પહેલી વિભક્તિ છે.

પહેરવાં—સામાન્ય કૃદન્ત, નામ તરીકે વપરાયો છે, 'પહેર' ધાતુ સકર્મક, 'ઘરેણાં' કર્મ, નાન્યતર જાતિ, પહેલીનું બહુવચન, 'ગમે છે'નો કર્તા, નામાર્થે પહેલી.

## પ્રશ્નો

૧. ક્રિયાવિશેષણ કેટલીક વખત અવ્યય હોય છે અને કેટલીક વખત નથી હતા, તે દાખલાથી સમજાવો.

૨. 'કર' ધાતુ પરથી વર્તમાન, ભૂત, અને ભવિષ્ય કાળનાં ક્રિયાપદનાં ને કૃદન્તનાં રૂપ લખો.

૩. 'કરેલું' એને કૃદન્ત તરીકે અને 'કર્યું' એને ક્રિયાપદ તરીકે વાપરો.

૪. કૃદન્ત નામ તરીકે વપરાયા હોય એવા દાખલા તમારા વાચનપુસ્તકમાંથી આપો.

૫. નીચેનાં વાક્યોમાં જે શબ્દો મોટા છાપ્યા છે તેનો પદચ્છેદ કરો:—

(અ) એ હકીકત **લખવા બેસું** તો મોટું પુસ્તક **થાય**.

(આ) એ **જોતાં આપણે માથે** કેટલો બધો ભાર **લાગવો જોઈએ**!

(ઇ) **ગરમી** ને ઠંડીને **લીધે** પદાર્થ ફૂલે છે અને **સંકોચાય છે**.

---

## પાઠ ૧૨મો

### સમાસ

માબાપ, ઘરધણી, રાજમહેલ, નવરાત, મહારાજા, પરદુ:ખભંજન—આવા શબ્દો તપાસશો તો માલમ પડશે કે એ બે કે વધારે શબ્દોના બનેલા છે, તોપણ એકજ શબ્દ જેવા છે. એવા શબ્દોને **સમાસ** કહે છે.

સમાસમાં શબ્દો જુદી જુદી રીતે એકઠા થાય છે તે નીચેના દાખલાઓથી સમજાશે:—

માબાપ=મા અને બાપ.

ભાઈબેન=ભાઈ અને બેન.

ધણીધણીઆણી=ધણી અને ધણીઆણી.

(૧) આવા સમાસને છૂટા કરી અર્થ સમજાવીએ ત્યારે શબ્દો વચ્ચે 'અને' મૂકવું પડે છે. આ પ્રમાણે બે કે વધારે શબ્દોનાં જોડકાં બને છે તે **દ્વન્દ્વ સમાસ** કહેવાય છે. દ્વન્દ્વ=જોડકું.

ઘરધણી=ઘરનો ધણી.

રાજમહેલ=રાજાનો મહેલ.

જગજાહેર=જગમાં—જગત્માં જાહેર.

એકાંતવાસ=એકાંતમાં વાસ.

ભયભીત=ભયથી ભીત—બીધેલું.

ગુણયુક્ત=ગુણો વડે યુક્ત—જોડાયલું—સંપન્ન; ગુણોવાળું.

ગુણરહિત=ગુણોએ તજાયલું; ગુણો વિનાનું.

(૨) આવા સમાસનો અર્થ સમજાવતાં પહેલા પદને બીજા પદ સાથે વિભક્તિના સંબંધ વડે જોડવું પડે છે. એવા સમાસ **તત્પુરુષ સમાસ** કહેવાય છે. 'તત્પુરુષ' શબ્દ સંસ્કૃત છે અને એમાં બે શબ્દોની વચ્ચે છટ્ઠી વિભક્તિનો સંબંધ છે. 'તત્'=તે; 'પુરુષ'=પુરુષ. 'તત્પુરુષ'=તેનો પુરુષ. 'તત્પુરુષ' શબ્દ તત્પુરુષ સમાસ છે. એના અર્થ ઉપરથી એ સમાસનું સ્વરૂપ સમજાય છે.

(અ) મહાદેવ=મોટા દેવ.

મહાજ્ઞાની=મોટો જ્ઞાની.

મહારાજા=મોટો રાજા.

(આ) સંસારસાગર=સંસારરૂપી સાગર.
ચરણકમળ=ચરણરૂપી કમળ.
ચન્દ્રમુખ=ચન્દ્ર જેવું મુખ.
} પદો એક વિભક્તિમાં છે. }

(૩) આવા સમાસમાં પહેલું પદ વિશેષણ અને બીજું વિશેષ્ય

હોય છે અથવા તો એક પદના અર્થ સાથે બીજા પદનો અર્થ સરખાવ્યો હોય છે તેથી પદો એક વિભક્તિમાં હોય છે. એ સમાસ કર્મધારય કહેવાય છે. 'કર્મધારય' શબ્દમાં 'કર્મ' એટલે ક્રિયા અને 'ધારય' એટલે ધારણ કરનાર, સંબંધ રાખનાર છે. એકજ ક્રિયા સાથે જેમાં પદોનો સંબંધ છે, અર્થાત્, જેમાં પદો એકજ વિભક્તિમાં છે, તે કર્મધારય સમાસ છે. એ સમાસ તત્પુરુષ સમાસનો પેટા ભાગ છે. 'તત્પુરુષ' એટલે તે પુરુષ એવો અર્થ લઈએ તો 'તત્પુરુષ' શબ્દ કર્મધારય સમાસ છે.

અઠવાડીઉં= આઠ વારનો સમૂહ.

નવરાત= નવ રાતનો સમૂહ.

ત્રિભુવન= ત્રણ ભુવનનો સમૂહ.

(૪) આવા સમાસમાં પહેલું પદ સંખ્યાવાચક વિશેષણ છે અને સમાસમાં સમૂહનો અર્થ છે. એ **દ્વિગુ** સમાસ કહેવાય છે અને કર્મ-ધારયનો પેટા ભેદ છે.

વીરરસ (કાવ્ય)=વીર છે રસ જેમાં એવું (કાવ્ય).

દ્વિદળ (વનસ્પતિ)=બે છે દળ જેનાં એવી (વનસ્પતિ).

ત્રિનેત્ર (મહાદેવ)=ત્રણ છે નેત્ર જેનાં એવા (મહાદેવ).

અસંખ્ય (લશ્કર)=નથી સંખ્યા જેમાં એવું, ઘણું મોટું (લશ્કર).

એમાં 'સંખ્યા'નું 'સંખ્ય' થયું છે.

અકર્મક (ક્રિયાપદ)=નથી કર્મ જેમાં એવું (ક્રિયાપદ) (અ=નથી +કર્મ+ક=પ્રત્યય. એ પ્રત્યય ઘણી વાર બહુવ્રીહિ સમાસને અન્તે આવે છે).

સકર્મક (ક્રિયાપદ)=કર્મ સાથે (સ=સહ, સાથે+કર્મ+ક=બહુવ્રીહિ સમાસને અન્તે ઘણી વાર આવતો પ્રત્યય.આ સમાસને બહુવ્રીહિ ગણ્યો છે).

(૫) આવા સમાસનો અર્થ સમજાવવા 'જે'ની કોઈ પણ વિભક્તિ (પહેલી સિવાયની) વાપરવી પડે છે. એને **'બહુવ્રીહિ'** સમાસ કહે છે. એમાં પહેલું પદ વિશેષણ અને બીજું વિશેષ્ય છે અને આખો સમાસ વિશેષણ છે. 'બહુવ્રીહિ' શબ્દ પણ બહુવ્રીહિ સમાસ છે. બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ (ડાંગર) જેની પાસે તે.

યથાવિધિ=વિધિ પ્રમાણે (યથા=પ્રમાણે; અવ્યય છે).

પ્રતિદિન=દર રોજ:—

(૬) આવા સમાસમાં પહેલું પદ અવ્યય છે અને આખો **સમાસ** અવ્યય છે. એને **અવ્યયીભાવ** સમાસ કહે છે.

## પાઠ ૧૩મો

## સંધિ

ગુજરાતી ભાષામાં ઘણા શબ્દો સંસ્કૃતમાં છે તેવા ને તેવાજ દાખલ થયા છે. ગુજરાતી ભાષામાં જેમ બે સ્વરો સાથે આવી શકે છે (છોકરા**ઓ**, નદી**ઓ**, નદી**એ**, છોકરા**એ**, જોઈ**એ**), તેમ સંસ્કૃતમાં આવી શકતા નથી. એવે ઠેકાણે બે સ્વર જોડાઈ નવું રૂપ થાય છે. તેમ બે વ્યંજનો સાથે આવે છે ત્યારે તેમાં પણ ફેરફાર થાય છે.

<table>
<tr><td>મૂળાક્ષર=મૂળ+અક્ષર<br>જોડાક્ષર=જોડ+અક્ષર<br>હિમાલય=હિમ+આલય<br>ધર્માસન=ધર્મ+આસન<br>વિદ્યાભ્યાસ=વિદ્યા+અભ્યાસ<br>વિદ્યાલય=વિદ્યા+આલય</td><td>અ કે આ+<br>અ કે આ<br>=આ</td></tr>
<tr><td>હરીચ્છા=હરિ+ઇચ્છા<br>દેવીચ્છા=દેવી+ઇચ્છા<br>કવીશ્વર=કવિ+ઈશ્વર<br>લક્ષ્મીશ=લક્ષ્મી+ઈશ</td><td>ઇ કે ઈ+ઇ કે ઈ<br>=ઈ</td></tr>
<tr><td>ભાનૂદય=ભાનુ+ઉદય<br>સિંધૂર્મિ=સિંધુ+ઊર્મિ<br>વધૂદ્યોગ=વધૂ+ઉદ્યોગ<br>વધૂર્મિ=વધૂ+ઊર્મિ</td><td>ઉ કે ઊ+ઉ કે ઊ<br>=ઊ</td></tr>
</table>

**નિયમ:—**

(૧) સરખા સ્વરો સાથે આવે ત્યારે બે મળીને તેજ સ્વરનું દીર્ઘ રૂપ થાય છે.

| | |
|---|---|
| ઈશ્વરેચ્છા=ઈશ્વર+ઈચ્છા<br>રામેશ્વર=રામ+ઈશ્વર<br>રમેચ્છા=રમા+ઈચ્છા<br>ઉમેશ=ઉમા+ઈશ | અ કે આ+<br>ઇ કે ઈ=એ |

**નિયમ:—**

(૨) અ કે આ પછી ઇ કે ઈ આવે તો બે સ્વર મળીને એ થાય છે.

| | |
|---|---|
| પરોપકાર=પર+ઉપકાર<br>સ્નેહોર્મિ=સ્નેહ+ઊર્મિ<br>કન્યોન્નતિ=કન્યા+ઉન્નતિ<br>ગંગોર્મિ=ગંગા+ઊર્મિ | અ કે આ+<br>ઉ કે ઊ=ઓ |

**નિયમ:—**

(૩) અ કે આ પછી ઉ કે ઊ આવે તો બે સ્વર મળીને ઓ થાય છે.

આ પ્રમાણે 'એ' 'અ' ને 'ઇ'નો (બંને હ્રસ્વ કે દીર્ઘનો) બનેલો છે અને 'ઓ' 'અ' ને 'ઉ' નો (બંને હ્રસ્વ કે દીર્ઘનો) બનેલો છે, માટે 'એ' ને 'ઓ' એ સંધિસ્વર છે. એજ પ્રમાણે 'ઐ' અને 'ઔ' પણ સંધિસ્વર છે, તે મધ્ય વ્યાકરણમાં સમજાશે.

| | |
|---|---|
| સપ્તર્ષિ=સપ્ત+ઋષિ<br>મહર્ષિ=મહા+ઋષિ | અ કે આ+ઋ<br>=અર્ |

**નિયમ:—**

(૪) અ કે આ પછી ઋ આવે તો બે સ્વર મળીને અર્ થાય છે.

પ્રત્યક્ષ=પ્રતિ+અક્ષ=પ્રત્ય+અક્ષ

ઇત્યાદિ=ઇતિ+આદિ=ઇત્ય+આદિ

પ્રત્યુત્તર=પ્રતિ+ઉત્તર=પ્રત્ય્+ઉત્તર

મન્વન્તર=મનુ+અન્તર=મન્વ્+અન્તર

ઈ કે ઊ પછી જુદી જાતના બધા સ્વર આવે તેનાં ઉદાહરણ ગુજરાતીમાં પ્રચલિત સાધારણ શબ્દોમાં નહિ મળે, પણ તે વિષે નિયમ એકજ છે.

**નિયમ:—**

(૫) ઇ કે ઈ પછી જુદી જાતનો કોઈ સ્વર આવે તો ઇ કે ઈ નો ય્ થાય છે; અને ઉ કે ઊ ની પછી જુદી જાતનો કોઈ સ્વર આવે તો ઉ કે ઊ નો વ્ થાય છે.

એજ પ્રમાણે બે વ્યંજનોની અને વ્યંજન અને સ્વરની તેમજ વિસર્ગની પણ સંધિ થાય છે, તે નીચેના દાખલાઓથી સમજાશે:—

સત્+આચાર=સદાચાર (સત્=સારો)

સત્+જન=સજ્જન

જગત્+ઈશ=જગદીશ

સત્+ગુણ=સદ્ગુણ

મનસ્ (મન:)+ભાવ=મનોભાવ

મનસ્ (મન:)+વૃત્તિ=મનોવૃત્તિ

આના નિયમો હવે પછીના ગ્રન્થમાં સમજાશે.

## પાઠ ૧૪મો
## પૂર્વંગ અને ઉપસર્ગ

તમે અવ્યય વિષે શીખી ગયા છો. કેટલાંક અવ્યય ધાતુની કે ધાતુ પરથી થયલા શબ્દની પહેલાંજ વપરાય છે.

**અનુ**સરવું, **અનુ**સારી, **અનુ**ગમન (અનુ=પાછળ)

**વિ**જય, **વિ**ક્રમ, **વિ**કરાળ=ઘણું ભયંકર (વિ=વિશેષ)

**વિ**યોગ, **વિ**સ્મરણ (વિ=ઉલટાપણું બતાવે છે.)

**પરી**ક્ષા, (**પરિ**+ઈક્ષા), **પરિ**સ્થિતિ,
**પરિ**ક્રમણ (પરિ=આસપાસ)

એજ પ્રમાણે **સં**ગમ, **આ**ચાર, **ઉપ**કાર, **અવ**તાર, **પ્ર**કરણ, **ઉ**ત્પત્તિ (ઉદ્)--આ દાખલાઓમાં મોટા છાપેલા **અનુ**, વિ, પરિ, સમ્, આ, વગેરે **ઉપસર્ગ** કહેવાય છે. સંસ્કૃતમાં એને અને બીજા કેટલાકને ઉપસર્ગ કહે છે. એ ધાતુની પહેલાં આવે છે અને તેના અર્થમાં ફેરફાર કરે છે.

ગમન=જવું; **આ**ગમન=આવવું.

**સં**હાર=નાશ; વિહાર=રમત; પ્રહાર=મારવું; આહાર=ખાવું તે.

ઉપલા દાખલા પરથી સમજાશે કે ઉપસર્ગથી ધાતુના અર્થમાં ફેરફાર થાય છે.

**અ**ધર્મ, **અ**વ્યય, **અન**ર્થ (અન્+અર્થ), **અના**ચાર (અન્+આચાર)-

ઉપલા શબ્દોમાં અ કે અન્ છે. એને સંસ્કૃતમાં ઉપસર્ગમાં ગણ્યો નથી. પરંતુ એ પણ શબ્દની પહેલાં વપરાય છે, માટે એને **પૂર્વગ** (પૂર્વે-શબ્દની પહેલાં-ગયલો, વપરાયલો) કહે છે. ઉપસર્ગ પણ પૂર્વગ છે, કેમકે એ પણ શબ્દની પહેલાં આવે છે. બધા પૂર્વગો ઉપસર્ગ કહેવાતા નથી, કેટલાકજ કહેવાય છે. જે પૂર્વગોને સંસ્કૃત વ્યાકરણમાં ઉપસર્ગમાં ગણાવ્યા છે તેજ ઉપસર્ગ કહેવાય છે. ધાતુની પહેલાં હોય છે તે પૂર્વગ બહુધા ઉપસર્ગ કહેવાય છે. વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં 'અ' (અધર્મ, અવ્યય, અપાર, અસંખ્ય, અનાથ) આવે છે; સ્વરથી શરૂ થતા શબ્દની પહેલાં 'અ'નો 'અન્' થાય છે (અનર્થ, અનાદિ, અનન્ત). **બે**દરકાર, **ના**ઇલાજ, **લા**ઇલાજ, **બિન**-કાળજી, આ શબ્દોમાં **બે** અને **ના** એ પૂર્વગો ફારસી ભાષાના છે, **લા** અરબી ભાષાનો છે, અને **બિન** ઉર્દુ છે. એનો અર્થ સ્પષ્ટ સમજાય એવો છે.

## પ્રશ્નો

૧. નીચેના સમાસો છૂટા કરો અને તેનો અર્થ સમજાવો. એમાં સંધિ થઈ હોય તો તે બતાવો:-

પરોપકાર, સૂર્યોદય, સંધ્યાકાળ, સોનુંરૂપું, લોકપ્રિય, એકદળ, મહાસાગર, ચોમાસું, ચતુર્મુખ.

૨. ઉપસર્ગ એટલે શું? નીચેના શબ્દોમાં ઉપસર્ગ બતાવો:—

વિરામ, અધિકાર, ઉચ્ચાર, પરિણામ, સંયોગ, અત્યન્ત, પરીક્ષા, આકર્ષણ.

૩. ઉપસર્ગ અને પૂર્વગ વચ્ચે શો ફેર છે?

## પાઠ ૧૫મો

## વાક્યવિચાર: પદવિન્યાસ

વાક્યોમાં જે પદો વપરાય છે તે કઈ કઈ જાતનાં હોય છે અને તેનો એક બીજા સાથે સંબંધ થવા સારૂ તેને વિભક્તિના, લિંગના, વચનના, અને કાળ કે અર્થના પ્રત્યયો કેવી રીતે લાગે છે એ વિષે અત્યારસુધી વાત થઈ. વ્યાકરણના એ ભાગને **પદવિચાર*** કહે છે; કેમકે એમાં પદોનો વિચાર કરેલો છે.

વ્યાકરણના જે ભાગમાં વાક્ય વિષે વિચાર કરેલો છે તેને **વાક્યવિચાર†** કહે છે. એ ભાગમાં વાક્ય વિષે વિચાર હોય છે. વાક્યો કયા કયા ભાગોનાં બનેલાં છે તે અને તે ભાગો છૂટા કરી તેને વિષે વિચાર કરવો તથા વાક્યના પ્રકાર વિષે વિચાર કરવો એ વાક્ય-વિચારનો એક પેટા ભાગ છે. વાક્યના ઉદ્દેશ્ય અને વિધેય એવા બે ભાગ પડે છે તે તમે શીખી ગયા છો. વાક્યના પેટા ભાગ પડી શકે છે તે હવે તમને બતાવું છું. વાક્યના આમ ભાગ પાડવાને **વાક્ય-પૃથક્કરણ** (વાક્યના ભાગોને પૃથક્ કરવા એટલે જુદા કરવા તે) કહે છે. વાક્યપૃથક્કરણ એ વાક્યવિચારનો એક પેટા ભાગ છે. વાક્યમાં પદો શી રીતે ગોઠવાય છે તે બીજો પેટા ભાગ છે. તેને **પદવિન્યાસ** કહે છે.

---

* પદવિચાર=અંગ્રેજીમાં જેને Accidence કહે છે તે.

† વાક્યવિચાર=એમાં વાક્યપૃથક્કરણ (Analysis of Sentences) અને પદવિન્યાસ (Syntax) આવે છે.

પ્રથમ આપણે પદવિન્યાસ વિષે વિચારીએ.

માણસ પોતાની ભાષા બાળપણથી ઘરમાંજ શીખે છે એટલે એમાં પદો કેવી રીતે ગોઠવાય છે, પહેલું પદ કયું મૂકવું, પછી કયું મૂકવું, એ ભાષા બોલતાંની સાથેજ શીખે છે. આ કારણથી આ બાબતને વિષે બહુ કહેવાની જરૂર પડશે નહિ. થોડીક મુખ્ય વાત નીચે આપી છે.

ક્રિયાપદ વગર વાકય બનતુંજ નથી એ તમે જાણો છો. ક્રિયા કર્તા વગર એની મેળે થઈ શકતી નથી એ પણ તમે જાણો છો. સકર્મક ક્રિયાપદ હોય તો તેને કર્મ હોય છે તે પણ તમારા જાણવામાં છે. હવે કોઈ પણ સકર્મક ક્રિયાપદવાળું વાકય તપાસશો તો તમે જોઈ શકશો કે તેમાં પહેલો કર્તા, પછી કર્મ, અને પછી ક્રિયાપદ આવે છે. કર્મ ન હોય તો પ્રથમ કર્તા ને પછી ક્રિયાપદ, એમ પદોનો વિન્યાસ થાય છે—પદો ગોઠવાય છે. જેમકે,

નારાયણ વાંચે છે.

નારાયણ પુસ્તક વાંચે છે.

આ પ્રમાણે પદવિન્યાસનો મુખ્ય નિયમ એ થયો કે

(૧) પ્રથમ કર્તા, પછી કર્મ (હોય તો), અને પછી ક્રિયાપદ આવે છે.

મારૂં વ્યાકરણનું પુસ્તક કોણે લીધું છે?

મારૂં પુસ્તક તમે દીઠું છે?

ઉપલાં વાકયોમાં કર્મ પહેલું આવ્યું છે. શા માટે? હું મારૂં પુસ્તક શોધું છું, મારે તે વિષે હકીકત જાણવી છે; આ કારણથી એ શબ્દ હું પ્રથમ વાપરૂં છું. પદક્રમ બદલાયો હોય તેનું કારણ પૂર્વાપર સંબંધથી સમજી લેવું.

'જે,' 'જેવું,' 'જેટલું,' ઇત્યાદિ સાપેક્ષ પદો પહેલાં આવે છે અને તેની પછી 'તે,' 'તેવું,' 'તેટલું,' ઇત્યાદિ સંબંધી સર્વનામ વપરાય છે. સાપેક્ષ પદો કર્મ હોય તોપણ કર્તાની પહેલાં આવે છે.

**જે** ઉપદેશ તમે મને આપ્યો તે મેં માથે ચઢાવ્યો છે.

**જેવું** કામ, **જેટલું** કામ તમે કરી શક્યા તેવું કામ, તેટલું કામ તેનાથી થવાનું નથી.

વિશેષણ સાધારણ રીતે નામની પહેલાં આવે છે; પણ ક્રિયાપદ અપૂર્ણક્રિયાવાચક હોય તો નામની પછી અને ક્રિયાપદની પહેલાં આવે છે, એ તમે શીખી ગયા છો. દાખલા તરીકે,

આ **સુન્દર** પુસ્તક કોણે બનાવ્યું છે?

આ પુસ્તક ઘણું **સુન્દર** છે.

એજ પ્રમાણે ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ તરીકે વપરાયલા કૃદન્તો કે અન્ય શબ્દો ક્રિયાપદની પહેલાં આવે છે. જેમકે,

તેણે તે પત્ર **જલદી** પૂરો કર્યો.

'એક ફકીર **ચાલ્યો ચાલ્યો વગડામાં** જતો હતો, તેને એક વાણીઓ **સામો** મળ્યો.'

અગાઉ થયલી ક્રિયા બતાવનારા કૃદન્તો બહુધા વાક્યના આરંભમાં મુકાય છે.

એ **સાંભળીને** તેને બહુ ક્રોધ ચઢ્યો.

અવ્યયરૂપ ભૂત કૃદન્ત પૂર્વકાલવાચક કૃદન્ત છે. ઉપલા વાક્યમાં સાંભળવાની ક્રિયા ચઢવાની ક્રિયાની પહેલાં થઈ છે.

કેટલાક શબ્દો એવા છે કે વાક્યમાં તેનું સ્થાન બદલવાથી અર્થમાં ફેરફાર થાય છે. જેમકે,

નારણેજ આ કાચ ભાંગ્યો છે (બીજાએ નહિ).

નારણે આજ કાચ ભાંગ્યો છે (બીજો કાચ નહિ).

નારણે આ કાચજ ભાંગ્યો છે (બીજું કંઈ ભાંગ્યું નથી).

નારણે આ કાચ ભાંગ્યો છેજ (એમાં કંઈ શક નથી).

નારણેએ આ કાચ ભાંગ્યો છે (બીજાએ ભાંગ્યો છે તેમ).

નારણે આએ કાચ ભાંગ્યો છે (પેલો કાચ ભાંગ્યો છે તેમ).

નારણે આ કાચએ (કાચ પણ) ભાંગ્યો છે (બીજું ભાંગ્યું છે તેની સાથે કાચ પણ ભાંગ્યો છે).

નારણે આ કાચ ભાંગ્યોએ છે (આ કાચને વિષે બીજી ક્રિયા કરી છે—બારીમાંથી કાઢ્યો છે, વગેરે—તે ઉપરાંત ભાંગી પણ નાખ્યો છે).

પદોના વિન્યાસ વિષે આ મુખ્ય નિયમો છે.

## પાઠ ૧૬મો

### વાકયવિચારઃ વાકયપૃથક્કરણ–સાદું વાકય

સાદા વાકયનું પૃથક્કરણ કેવી રીતે કરવું તે તમે શીખી ગયા છો. નીચે એક દાખલો આપ્યો છે.

**આ ગામથી પેલું ગામ ચાર ગાઉ થાય છે.**

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| ગામ | પેલું | થાય છે | ચાર ગાઉ | આ ગામથી |

ઉદ્દેશ્યવર્ધક શબ્દો કેવા પ્રકારના હોઈ શકે છે તે વિષે વિચાર કરીએ. નીચેનાં વાકયો તપાસશો એટલે એ સમજાશે.

**સદ્‌ગુણી** પુરુષો પ્રભુને વહાલા હોય છે (વિશેષણ).

**અકબર** બાદશાહ હિંદુ ને મુસલમાન પ્રત્યે સરખી રીતે વર્તતો (સમાન વિભક્તિમાં આવેલો શબ્દ).

**રાજાનું** વચન તોડાયજ નહિ (વિશેષણવિભક્તિ).

**પેલા મેજ પર મૂકેલું** પુસ્તક સુંદર દેખાય છે (કૃદન્ત વિશેષણ અને તેની સાથે જોડાયલા શબ્દો).

**તે** પુરુષ ઘણો દયાળુ છે (સર્વનામરૂપી વિશેષણ).

**કાલે આપેલું, ગુરુનું, તે, હિતકારક, શાસનરૂપ** વચન સર્વ

શિષ્યને કેટલું બધું પ્રિય લાગ્યું હતું! (આમાં ઉપર બતાવેલાં બધા પ્રકારનાં ઉદ્દેશ્યવર્ધકો એકઠાં છે).

ઉદ્દેશ્યનો વધારો જેવી રીતે થાય છે, તેવીજ રીતે ક્રિયાપૂરક કર્મ હોય ત્યારે તેનો પણ વધારો થાય છે.

તે મુંબઈથી **સારાં** પુસ્તક લાવ્યો છે (વિશેષણ).

તેણે મુંબઈથી **તે** પુસ્તક આણ્યું નથી (સર્વનામરૂપી વિશેષણ).

રજપુતો **અકબર** બાદશાહને ચાહતા હતા (સમાન વિભક્તિમાં આવેલું પદ).

તેણે **રાજાની** આજ્ઞા તોડી છે (વિશેષણવિભક્તિ).

**મેજ પર મૂકેલું** પુસ્તક કોણે લીધું? (કૃદન્ત વિશેષણ અને તેની સાથે જોડાયલા શબ્દ).

ક્રિયાપૂરક પદો કર્મ સિવાય બીજાં હોય તો તેનો વધારો તેમજ વિધેયવર્ધકનો વધારો પણ આ પ્રમાણે થઈ શકે છેઃ-

તે **કેવો** સુંદર દેખાય છે! (વિશેષણ).

તે **ખીલેલી** જુવાનીમાં છે (કૃદન્ત વિશેષણ).

વહાણ **સુરત** બંદરે પહોંચ્યું (સમાન વિભક્તિનું પદ).

વહાણ **તે રમણીય** બંદરે પહોંચ્યું (સર્વનામરૂપી વિશેષણ, વિશેષણ).

આ પ્રમાણે બીજા દાખલા તમે તમારી મેળે આપી શકશો.

## પાઠ ૧૭મો

### વાકયવિચાર: વાકયપૃથક્કરણ:-પેટાવાકયો

અત્યારસુધી સાદાં વાકયોના પૃથક્કરણ વિષે વિચાર કર્યો. હવે જેમાં પેટાવાકયો આવ્યાં હોય એવાં વાકયો તપાસીએ.

(૧) શિક્ષકે કહ્યું, તમે સર્વ આ પ્રશ્નનો ઉત્તર વિચારો.

(૨) જે પુરુષ વિનયી હોય છે, તે સર્વનો પ્રેમ મેળવે છે.

(૩) ગુરુની આજ્ઞા પાળશો, તો સુખી થશો.

ઉપલાં વાક્યોમાં પેટાવાક્યો ક્યાં છે ને તે કેવી રીતે વપરાયાં છે તે જુઓ.

(૧)લા વાક્યમાં 'તમે સર્વ આ પ્રશ્નનો ઉત્તર વિચારો,' એ પેટાવાક્ય છે. એ 'કહ્યું'નું કર્મ છે. શિક્ષકે શું કહ્યું? 'તમે સર્વ આ પ્રશ્નનો ઉત્તર વિચારો' એ કહ્યું. નામ કે નામ તરીકે વપરાયલા શબ્દો કર્મ થઈ શકે છે, માટે એ **નામવાક્ય** છે.

(૨)જા વાક્યમાં 'જે પુરુષ વિનયી હોય છે' એ પેટાવાક્ય છે. 'જે' સાપેક્ષ સર્વનામ છે અને તેની પછી હમેશ 'તે' સંબંધી સર્વનામ આવે છે. 'તે પુરુષ' એટલે કેવો પુરુષ? 'જે પુરુષ વિનયી હોય છે.' આ પ્રમાણે આ વાક્ય 'તે'નું વિશેષણ હોવાથી **વિશેષણવાક્ય** છે.

(૩)જા વાક્યમાં 'ગુરુની આજ્ઞા પાળશો' એ પેટાવાક્ય છે. શું કરશો તો સુખી થશો? ગુરુની આજ્ઞા પાળશો તો. 'થશો' એ ક્રિયાપદની સાથે એ વાક્યનો સંબંધ છે. 'થશો' એ ક્રિયાનું એ વિશેષણ છે; માટે **ક્રિયાવિશેષણવાક્ય** છે.

આ પ્રમાણે પેટાવાક્ય નામવાક્ય, વિશેષણવાક્ય, કે ક્રિયાવિશેષણ-વાક્ય હોય છે. એના બીજા દાખલા નીચે આપ્યા છે:—

**બાળકે માબાપની આજ્ઞા માનવી,** એ તેનો ધર્મ છે (નામ-વાક્ય, 'એ' સાથે સમાન વિભક્તિમાં છે, 'છે'નો કર્તા છે).

'ઉપરની વાતમાંથી બોધ એ લેવાનો છે કે **ગુરુની એકનિષ્ઠાથી સેવા કરવી'** (નામવાક્ય, 'એ'ની સમાન વિભક્તિમાં, 'લેવાનો છે'નું કર્મ).

**'સેવા કરવી** એ ખરા ભાવથી કરવી' (નામવાક્ય, 'એ' ની સમાન વિભક્તિમાં, 'કરવી'નું કર્મ. 'એ'='એ સેવા' એમ સમજવું; 'એ કામ' એમ સમજીએ તો 'કરવી' ને બદલે 'કરવું' જોઈએ).

**'હવે એવી કેળવણી મેળવવાને આપણે શા ઉપાય લેવા,** તેનો વિચાર કરીએ' (નામવાક્ય, 'તેનો'ની સાથે સમાન વિભક્તિમાં છે).

**'એ કારણથી મનને કબજે રાખવું,** એમાંજ ખરેખરી મરદાઈ છે' (નામવાક્ય 'એમાં'ની સાથે સમાન વિભક્તિમાં).

**જે ખોરાકથી શરીરને પોષણ મળે** તે ખોરાક ખાવો (વિશેષણ-વાક્ય, 'તે' નું વિશેષણ).

આ વાક્ય 'તે' ની સાથે સમાન વિભક્તિમાં છે ને નામવાક્ય છે એવી શંકા ન કરવી. એ આખા વાક્યને બદલે એક વિશેષણ 'પોષક' મૂકી શકાય છે–'પોષક ખોરાક ખાવો,' માટે એ વિશેષણવાક્ય છે. 'જે,' 'જેવું,' 'જેટલું,' 'જેવડું,' જેવા શબ્દોથી શરૂ થતાં વાક્યો વિશેષણવાક્ય છે.

**જેટલો ઉદ્યોગ કરશો** તેટલું સુખ પામશો (વિશેષણવાક્ય, 'તેટલું' નું વિશેષણ).

**જે પુરુષમાં પ્રાણી પર દયા નથી** તે તિરસ્કારને પાત્ર છે (વિશેષણવાક્ય, 'તે' નું વિશેષણ).

**હું વખાણ કરૂં** એવી તેની રીતભાત નથી (વિશેષણવાક્ય, 'એવી' નું વિશેષણ, 'જેનાં હું વખાણ કરૂં એવી').

**જ્યારે તે મુંબઈ જાય છે,** ત્યારે કંઈક વિશેષ જ્ઞાન સંપાદન કરીને આવે છે (ક્રિયાવિશેષણવાક્ય, 'આવે છે' નું વિશેષણ, ક્યારે આવે છે? જ્યારે મુંબઈ જાય છે ત્યારે).

તે **જ્યાં જાય છે** ત્યાં માન પામે છે (ક્રિયાવિશેષણવાક્ય, 'પામે છે'નું ક્રિયાવિશેષણ).

**તે દૂર ગયો નહિ એટલામાં** તેને વિઘ્ન નડ્યું (ક્રિયાવિશેષણ-વાક્ય, 'નડ્યું'નું ક્રિયાવિશેષણ).

આવાં પેટાવાક્યોવાળાં વાક્યો **મિશ્રવાક્ય** કહેવાય છે. મિશ્ર વાક્યમાં બે ક્રિયાપદ હોય છે. તેમાંનું એક મુખ્ય છે અને બીજું પેટા-વાક્યમાં હોય છે. એ પેટાવાક્યો નામવાક્ય, વિશેષણવાક્ય, કે ક્રિયા-વિશેષણવાક્ય હોય છે.

હવે નીચેનાં વાક્યો તપાસો:—

(૧) એક નાનું નગર હતું **અને** તેમાં વસ્તી બ્રાહ્મણની હતી.

(૨) વરસાદ સારો પડ્યો; **પણ** હવે તડકો નીકળ્યો છે.

આ ઉપલાં વાક્યો બે સાદાં વાક્યોનાં બનેલાં છે.

(૩) વરસાદ મુસળધાર વરસ્યો; **તેથી** અમે બહાર જવાનો વિચાર માંડી વાળ્યો.

(૪) અમે બહાર જઈ શકયા નહિ; **કેમકે** વરસાદ ખૂબ આવ્યો.

(૫) મરણ પછી મનુષ્ય સ્વર્ગે જાય છે **કે** નરકે જાય છે.

આ વાકયોમાં પણ બે સાદાં વાકયો છે.

આમ બે કે વધારે સાદાં વાકયો એકઠાં થવાથી જે આખું વાકય બને છે તે **સંયુક્ત વાકય** કહેવાય છે.

'પહેલાં જેઓની રીતભાત વધારે ઉંચી અને શુદ્ધ હતી, તેઓએ પોતાની રીતે ન ચાલનારાઓની સાથે સંબંધ બંધ કર્યો' (મિશ્ર વાકય); કેમકે એમ કરવાથી તેઓ પોતાની પવિત્રતા જાળવી શકે (સાદું વાકય). આખું વાકય **સંયુક્ત વાકય** કહેવાય છે. એ મિશ્ર વાકય અને સાદા વાકયનું બનેલું છે.

'આ પ્રમાણે જે કેટલાએક રિવાજોને લોક પ્રાચીન ગણે છે, તે પ્રાચીન કાળમાં ન હતા (મિશ્ર વાકય), અને જેને નવા ધારે છે એ પૂર્વે હતા' (મિશ્ર વાકય).

આ આખું વાકય પણ સંયુક્ત વાકય છે. એ બે મિશ્ર વાકયોનું બનેલું છે.

આ પ્રમાણે સંયુક્ત વાકય બે કે વધારે સાદાં વાકયોનું, કે એક કે વધારે સાદાં વાકય અને મિશ્ર વાકયનું, કે બે કે વધારે મિશ્ર વાકયોનું બને છે. પરંતુ બધા પ્રકારમાં મુખ્ય ક્રિયાપદ બે કે વધારે હોય છે. માટે જે વાકયમાં બે કે વધારે મુખ્ય ક્રિયાપદો પેટાવાકયો સાથે કે પેટાવાકયો વગર હોય, તે વાકય **સંયુક્તવાકય** છે.

આથી વધારે હકીકત હવેના પુસ્તકમાં આવશે.

## પાઠ ૧૮મો

### વાકયપૃથક્કરણના નમુના

૧. 'કવિએ ઘણી મહેનત લઈ ગુજરાતના ભાટચારણો પાસેથી દંતકથાઓ તથા જૂના લેખો મેળવી આપ્યા અને રાસમાળા નામે ગુજરાતનો રસિક ઇતિહાસ રચવામાં સાહેબને કીમતી મદદ કરી.'

૨. 'દુકાળમાં કદાચ પૈસો કાઢવાની જરૂર પડે અને તેમ કરવાનું મન થઈ જાય, માટે એણે હાથમાં પાણી લઈ સંકલ્પ મૂકયો કે મરતાં સુધી આમાંથી પાઈ કાઢવી નહિ.'

# વાક્યપૃથક્કરણ

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય: ક્રિયા | વિધેય: ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
| કવિએ ઘણી ... ... ...મદદ કરી. | સંયુક્ત | ... | ... | | | | |
| કવિએ ઘણી ... ... મેળવી આપ્યા. | સાદું | તથા ('દન્તકથાઓ' અને 'જૂના લેખો'ને જોડે છે.) | કવિએ | | મેળવી આપ્યા | ૧. દંતકથાઓ (કર્મ)<br>૨. જૂના લેખો (કર્મ) | ૧. ઘણી મહેનત લઈ (રીતિવાચક)<br>૨. ગુજરાતના ભાટચારણો પાસેથી (સ્થળવાચક) |
| રાસમાળા નામે ... ... ...મદદ કરી. | સાદું | અને (બે વાક્યોને જોડે છે.) | કવિએ | | કરી | ૧. કીમતી મદદ (કમ)<br>૨. સાહેબને (કર્મ) | રાસમાળા નામે ગુજરાતનો રસિક ઇતિહાસ રચવામાં (સ્થળવાચક; વિષયરૂપે સ્થળ). |

## વાક્યપૃથક્કરણ

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય: ક્રિયા | વિધેય: ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
| દુકાળમાં કદાચ ... કાઢવી નહિ | મિશ્ર | ૧. કે ('સંકલ્પ'ને 'મરતાં...નહિ'સાથે જોડે છે.) ૨. અને ('દુકાળમાં ... પડે માટે' અને 'તેમ કરવાનું ...માટે'ને જોડે છે) | એણે | | મૂક્યો | સંકલ્પ (કર્મ) (કે) મરતાં સુધી ...કાઢવી નહિ ('સંકલ્પ' સાથે સમાન વિભક્તિમાં,કર્મ) | ૧. હાથમાં પાણી લઈ (રીતિવાચક) ૨. દુકાળમાં કદાચ......જરૂર પડે માટે (હેતુવાચક) ૩. (અને) તેમ કરવાનું મન થઈ જાય માટે (હેતુવાચક) |
| મરતાં સુધી ... ... કાઢવી નહિ | નામવાક્ય ('સંકલ્પ' સાથે સમાન વિભક્તિમાં) | | (મારે) | | કાઢવી નહિ | પાઈ (કર્મ) | ૧. મરતાં સુધી (કાલવાચક) ૨. આમાંથી (સ્થળવાચક) |
| દુકાળમાં કદાચ ...... જરૂર પડે | ક્રિયા—વિશેષણ વાક્ય (હેતુવાચક, 'સંકલ્પ મૂક્યો' નો હેતુ બતાવે છે) | | જરૂર | પૈસા કાઢવાની | પડે | | ૧. કદાચ (કાળવાચક) ૨. દુકાળમાં (કાળવાચક) |
| તેમ કરવાનું ... ... ...જાય | ક્રિયા—વિશેષણ વાક્ય (હેતવાચક) | | મન | તેમ કરવાનું | થઈ જાય | | |

# અંગ્રેજીમાં આપેલા અભિપ્રાયનું ભાષાન્તર

રા. **કે. પિ. ત્રિવેદી**નું 'લઘુ વ્યાકરણ' મેં ઘણા આનન્દથી અને રસપૂર્વક વાંચ્યું છે. આવા પુસ્તકની ઘણી જરૂર હતી અને તે તૈયાર કરી એમણે સાહિત્યની ઘણી કીમતી સેવા બજાવી છે. અત્યાર સુધી ગુજરાતી નિશાળનાં છોકરાંને માત્ર વ્યાકરણના તૈયાર નિયમોજ શિખવાતા, તેથી એ વિષય તેમને નીરસ અને ગુંચવણીઓ લાગતો. પોતાની વિદ્વત્તાની સાથે રા. ત્રિવેદીમાં ગુજરાતી બાળકોના મનની શક્તિ કેટલી છે અને તેને અનુસારે એ વિષયનું જ્ઞાન તેમને કેવી રીતે આપી શકાય તેનું જ્ઞાન છે; તેથી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષાની રચના જેવા અગત્યના વિષયમાં રસ પડે અને શિક્ષણ મળે એવી ગુજરાતી ભાષાના વ્યાકરણની માર્ગોપદેશિકા તૈયાર કરવામાં તેઓ સફળ થયા છે. એ પુસ્તક હવે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયું છે એમ જાણી હું રાજી થયો છું અને મને ખાતરી છે કે હાલ વપરાતાં બીજાં બધાં વ્યાકરણોને બદલે હવે એ વ્યાકરણ વપરાશે.

(જે. એફ્. સ્ટીલ) J. F. STEELE, M. A., D. D., J. P., Mission, Surat

**ભાષાન્તર**

ગુજરાતી ભાષાનું 'લઘુ વ્યાકરણ' ભાગ ૧લો તથા ૨જો, એ બે નાનાં પુસ્તક આ ઇલાકાની પ્રાથમિક શાળાના ૪થા અને ૫મા ધોરણના ઉપયોગને માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયાં છે તે જાણી હું ખુશ થયો છું.

માત્ર ગોખણપટ્ટીની જૂની શૈલી પર રચાયલાં, પ્રચલિત ગુજરાતી વ્યાકરણ ઘણાં વર્ષ થયાં આપણે જોઈએ છીએ, તેનાથી આ લઘુ પુસ્તક તદ્દન નવીન શૈલી પર લખાયલાં છે. બાળકોને માટેનાં આ લઘુ પુસ્તક શાસ્ત્રીય પદ્ધતિ પર બુદ્ધિનો વિકાસ થાય એવી રીતે રચવામાં આવ્યાં છે.

વ્યાકરણની સાથે વાક્યપૃથક્કરણમાં પ્રવેશ કરાવ્યો છે તેથી ભાષાની રચના બાળક બહુ સારી રીતે સમજી શકશે.

રા. કમળાશંકર જેવા સંસ્કૃત અને ગુજરાતી ભાષાના પાકટ વિદ્વાન્ અને અભ્યાસકજ શાસ્ત્રીય પદ્ધતિ ઉપર અને તેનીજ સાથે પ્રાથમિક શાળાને માફક થાય એવાં નાનાં પુસ્તક રચી શકે.

JAMSHEDJI A. DALAL, M. A., LL. B.

મુંબઈ, ૧૬મી ઑક્ટોબર, ૧૯૧૬ } **ખાન બહાદુર જમશેદજી અરદેશર દલાલ**

**ભાષાન્તર.**

જુનાગઢ, ૧૭મી એપ્રિલ ૧૯૧૬

જે ગુજરાતી બાળક માટે આ પુસ્તક રચેલાં છે તેમને માટે તે ઘણાં ઉપયોગી છે એમ મારૂં માનવું છે અને તેથી મારા હાથ નીચેની પ્રાથમિક શાળામાં તે દાખલ કરવામાં આવ્યાં છે.

**(રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા)** C. H. PANDYA, B. A.,
Chief Educational Officer

આ ચોપડીઓ જોઈને હું બહુ પ્રસન્ન થયો છું. ગુજરાતી ભાષામાં વ્યાકરણની પરિભાષાને જો કોઈએ તેના ખરા રૂપમાં સમજાવી હોય તો તેમાં હું આપનું નામ પ્રથમ મૂકું છું. નાનાં છોકરાંને ગુજરાતી ભાષાના વ્યાકરણનું જ્ઞાન આપતાં પણ પાણિનિની રચના આપે ધ્યાનમાં રાખી છે એ ઓછી વાત નથી.

વ્યાકરણ સારૂં લખી શકે એવો ગુજરાતી વિદ્વાન્ કોણ છે એમ મને પૂછવામાં આવતું ત્યારે હું આપનુંજ નામ આપતો હતો. મને એક વખત આ કામ સોંપવામાં આવતાં પણ મેં પોતે વ્યાકરણ લખવાની ના પાડી તે માટે આપના નામને આગળ મૂકયું હતું. આ પુસ્તકો જોઈને મને આનન્દ થાય છે કે ગુજરાતમાં જે ખોટ ઘણા દિવસથી કહેવાતી આવે છે તે હવે પૂરી થશે.

વડોદરા, }
૧૫-૧૦-૧૬ }

**છોટાલાલ નરભેરામ,**
'કેળવણી'ના માજી તન્ત્રી

આ બે ભાગ ચોથા અને પાંચમા ધોરણના શિષ્યોને ક્રમશઃ યોગ્ય પથ્ય આપે એવાજ—તેમની બુદ્ધિ ગ્રહણ કરે એવા છે. સુશિક્ષિત શિક્ષકો જોઈ શકશેજ કે આ લઘુ વ્યાકરણથી તેમની એ વિષયની આરંભક મુશ્કેલીઓ કેવી ટળી જાય છે. પાયો કેમ નાખવો, તે પર ચણતર કેવી રીતે કરવું, વ્યાકરણ વિષયમાં આ વાત તેમના મગજમાં ઉતરી જાય એવી પદ્ધતિથી લઘુ વ્યાકરણની આ લેખણી થયેલી મારા અવલોકનમાં આવેલી છે.

આ લઘુ વ્યાકરણમાં અપૂર્વ જોવાનું એ મળ્યું છે કે કોઈ ડરેલ, ભાષાશાસ્ત્રવિશારદ, વિદ્યાગુરુ શિષ્યોને માતૃભાષાના વાઙ્મયનું પયઃપાન કરાવતો હોય તેમ તેમને સમજ પડે, ધ્યાનમાં ઉતરે એ રીતે વ્યાકરણનો પ્રારંભ કરાવ્યો છે. આપના લઘુ વ્યાકરણની રચના એવી છે કે કોઈ પણ સારૂં વાંચીલખી જાણતો બુદ્ધિશાળી વિદ્યાર્થી શિક્ષકને અભાવે પણ વ્યાકરણનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તો શિક્ષકની સહાય્યવાળો શિષ્ય તે કરી શકે એમાં શું આશ્ચર્ય ?

......આપની આ નવીન કૃતિ માટે આપને અભિનંદન આપી ધન્યવાદ દઈ કહું છું કે આપનો પ્રયાસ સ્તુત્ય, ગુજરાતી ભાષાના અભ્યાસીઓને બહુજ ઉપયોગી, વ્યાકરણના જ્ઞાનમાં વૃદ્ધિ કરાવનારો, જિજ્ઞાસુઓના મનની તૃપ્તિ કરનારો, વિદ્વાનોને સંતોષ આપનારો નિર્વિવાદ નીવડશે એવો મારો અભિપ્રાય છે. ખામીની દૃષ્ટિએ જોનાર અર્ધ (જ્ઞાન)-દગ્ધ પુરુષો ઈશ્વરની કૃતિમાં દોષ દેખે છે. જેમ કીડી સ્વર્ણમંદિરમાં દર શોધે છે તેમ થશે તો તે સામે સુજ્ઞ ગુણવાન્ પુરુષોએ જોવાનું નથી. તેઓ એ વાતની ઉપેક્ષા કરશે એમ આપની કૃતિ માટે હું માનું છું. ગુજરાતી વ્યાકરણનું ફળદ્રૂપ કાર્ય સંપૂર્ણ કરવા ઈશ્વર આપને દીર્ઘાયુષ્ય આપો. પ્રભુ પાસે એજ નમ્રપણે યાચી વિરમું છું.

અમદાવાદ, સંવત્ ૧૯૭૨, }
વિજયાદશમી, શુક્રવાર }

**ગણપતરામ રાજારામ ભટ્ટ**

(ભાષાન્તર)

મેં તમારા ગુજરાતી ભાષાના લઘુ વ્યાકરણના બંને ભાગ વાંચ્યા છે. વિષય સમજાવવા માટે તમે કેન્દ્રાનુસારી પદ્ધતિ પ્રયોજી છે તે સંપૂર્ણ પસંદ કરૂં છું અને આગલાં સર્વ વ્યાકરણ કરતાં એ પદ્ધતિને લીધે એ ઘણું ઉત્કૃષ્ટ છે એમ મારૂં માનવું છે..........તમે જે બે પુસ્તકો તૈયાર કર્યાં છે તેનાથી વધારે સારાં પુસ્તકો ખાતું પસંદ કરી શકે એમ હું ધારતો નથી. ગુજરાતી ભાષાના વ્યાકરણનાં મૂળ તત્ત્વનું એમાં અદ્‌ભુત સ્પષ્ટતા અને ચોકસાઇથી વિવરણ કરવામાં આવ્યું છે.

A. B. DHRUV

(પ્રોફેસર **આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ**, એમ., એ., એલ એલ. બી., સંસ્કૃત
અમદાવાદ ૧૦-૧૧-૧૬ પ્રોફેસર, ગુજરાત કૉલેજ)

આપના તરફથી "ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ" ભાગ ૧લો તથા ૨જો આવ્યો છે. બેઉ ભાગ ઘણા પ્રિય લાગ્યા છે. આજ સુધીમાં ૭ વ્યાકરણો જુદા જુદા ગ્રન્થકારોએ કરેલાં છે......તે સર્વ કરતાં આપનું 'ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ' શ્રેષ્ઠ છે, કારણ કે ભાષા ઉપરથી વ્યાકરણ બનેલું હોય છે એવું કોઈ પણ વ્યાકરણકારે દર્શાવ્યું નથી અને તેમાં વિદ્યાર્થી શીખી શકે અને યાદ રાખી શકે એવું વ્યાકરણ આપેજ પ્રકટ કર્યું છે......ગુજરાતી ભાષાની વ્યાકરણની ખોટ તમે પૂરી પાડી છે. ગુજરાતી મધ્યમ તથા બૃહદ્ વ્યાકરણ જલદી તૈયાર થાય એવું હું ઇચ્છું છું.

અમદાવાદ<br>તા૦ ૧૧-૧૧-૧૬ **રેવાશંકર અંબારામ ભટ.**<br>રિટાયર્ડ આસિસ્ટન્ટ ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

અત્યાર સુધીમાં ગુજરાતી ભાષાનાં કેટલાંએક નાનાં મોટાં વ્યાકરણો મારા જોવામાં આવ્યાં છે; પરંતુ તેઓમાં કોઈમાં કલ્પિત કે અયથાર્થ પારિભાષિક શબ્દો જણાય છે. પણ આપના સંસ્કૃત ભાષાના વ્યાકરણના પરિપક્વ જ્ઞાનને લીધે તેવી ન્યૂનતા જોવામાં આવતી નથી, એટલુંજ નહિ, પરંતુ ઉચ્ચ કક્ષાના શિષ્યોને શિક્ષણના આપના અનુભવનો ઉપયોગ આમાં થવાથી તે અનેક પ્રકારે વિદ્યાર્થીઓને તેમજ ઇતર વર્ગને બહુ ઉપયોગી થાય તેમ છે. વળી તે એવી સરળ ભાષા અને રચનાથી લખાયું છે કે વ્યાકરણ જેવો નીરસ લાગતો વિષય અભ્યાસકોને કઠિન ન પડે.

સંક્ષેપમાં, શાળાઓમાં જો આ વ્યાકરણો ચલાવવામાં આવે તો ગુજરાતી વ્યાકરણમાં ભૂલભરેલા સંસ્કારો પડતા બંધ થશે અને અન્ય કેટલેક સ્થળેથી તે દૂર થશે.

રા. રા. **તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી**, બી. એ.